# ઇન્કમટેક્ષ

નો

# નવો કાયદો ૧૯૩૯

અને

# વેપારીઓનું કર્તવ્ય

પ્રયોજક-પ્રકાશક:

તીલાલ એમ. પરીખ

# ઇન્કમટેક્ષનો

## નવો કાયદો ૧૯૩૯

અને

## વેપારીઓનું કર્તવ્ય



૧૯૩૯

પ્રયોજક—પ્રકાશક:

**શાન્તીલાલ એમ. પરીખ,**

ઇન્કમટેક્ષ કન્સલ્ટન્ટ

કીંમત રૂા. ૧

ઇન્ડીયન ઇન્કમટેક્ષનો સને ૧૯૨૨ નો ૧૧ મો
કાયદો અને નવો સુધારા વધારા સાથેનો
૧૯૩૯ નો ૭ મો કાયદો.

# પ્રસ્તાવના

---

**બ્રિટિશ** હિન્દુસ્થાનમાં આવક ઉપરના કરનો જન્મ પહેલ વહેલો ૧૮૬૦ ની સાલમાં થયો અને ત્યાર પછી જે જે વેળાયે આવા કરની જરૂરિયાત માલમ પડી તે તે વર્ષમાં તે આકારવામાં આવ્યો. પરંતુ એ કર સંબંધમાં પહેલો મહત્વનો કાયદો સને ૧૯૧૮ માં પસાર થયો અને સને ૧૯૨૦ માં 'સુપર ટેકસ' આકારવામાં આવ્યો. પરંતુ આ બન્ને કાયદાઓ, અમલ બજવણીની બાબતમાં, અડચણકારક માલમ પડતાં એક કમીટી નીમીને કરના સુધારા સંબંધમાં ૧૯૨૧ ની સાલમાં રીપોર્ટ તૈયાર કરવામાં આવ્યો અને એની ભલામણો પરથી સને ૧૯૨૨ નો ૧૧ મો કાયદો પસાર કરવામાં આવ્યો. આ કાયદામાં પણ દોષ (ખામી) દેખાયા અને તે દોષ દુર કરવા માટે તથા જુદી જુદી નામદાર હાઇ કોર્ટોએ મજકુર કાયદાની કલમોના જુદા જુદા અર્થો કર્યા અને તે તે અર્થોને અનુસરીને જે જે કલમોને મર્યાદિતપણું પ્રાપ્ત થયું, તે કલમોને રદ કરવા માટે આવશ્યકતાનુસાર ૧૯૩૩ સુધીમાં સારા જેવા કાયદાઓ પસાર કરવામાં આવ્યા; પરંતુ જેમ જેમ આ કાયદાનું ચીવટપણું વધતું ગયું તેમ તેમ આ કાયદાની મર્યાદામાં આવનારા લોકોની મનોવૃત્તિમાં પણ ફેર પડવા લાગ્યો. આથી દરેક રીતે સાધક-બાધક પ્રશ્નોનો વિચાર કરીને કાયદામાં સુધારણાની આવશ્યકતા છે એવું હિન્દી-સરકારને જણાતાં મે. ખાનબહાદુર જે. બી. વાચ્છા, સી. આઇ. ઇ. તે વખતના કમીશ્નર ઓફ ઇન્કમટેકસ મુંબઇ ઇલાકા, અને બોર્ડ ઓફ

ઇનલેન્ડ રેવન્યુ ઈંગ્લેન્ડના એ કાબેલ અધિકારીઓ મેસર્સ સી. ડબલ્યુ એયર્સ અને એસ. પી. ચેમ્બર્સ, આ ત્રણની એક કમીટી નીમવામાં આવી. આ કમીટીએ આખા હિન્દુસ્થાનમાં ફરીને જાણીતી વ્યાપારી સંસ્થાઓની મુલાકાત લઇને તથા તેમની ફરિયાદો સાંભળીને અને ઠેક ઠેકાણાની ઇન્કમટેક્ષ ઓફિસોનું નિરીક્ષણ કરીને ઓફિસરના માર્ગની મુસ્કેલીઓનો વિચાર કરીને એક રીપોર્ટ સને ૧૯૩૬ માં તૈયાર કર્યો અને આવક ઉપરના કરના સંબંધમાં કાયદા સુધારવાની ખાસ જરૂરીયાત છે અને તે સુધારણા કેવા પ્રકારની હોવી જોઇએ એ વિષેનો સવિસ્તર ઉલ્લેખ તેમાં કરવામાં આવ્યો. એ રીપોર્ટના આધારે આવક ઉપર કરના ૧૯૩૯ ના ૭ મા કાયદાનો માર્ચ ૧૯૩૯ માં જન્મ થયો. અર્થાત્ એ છેલ્લો સુધારેલો કાયદો પસાર થયો.

પહેલાં પસાર થયેલા કાયદામાં અને હાલના કાયદામાં વ્યાપારી વર્ગની દ્રષ્ટિયે ઘણો મોટો મહત્ત્વનો ફેરફાર થયેલ છે અને તેની જાણ આવકવેરો ભરવા યોગ્ય લોકોને સમયસર, નહિ થાય તો ભારે અનર્થ થવાનો સંભવ છે. એટલા માટે એ અડચણ દુર કરવા યાને નવા કાયદામાં મહત્ત્વની બાબતો વિશે વ્યાપારી વર્ગને માહિતગાર કરવા તથા આ કાયદાને અનુસરીને વ્યાપારીઓનું શું કર્તવ્ય છે જેથી તેમને નુકશાન થાય નહિ, એ બતાવવાનો આ એક નમ્ર પ્રયાસ છે. આ મુખ્ય મુદ્દા તથા કલમને અનુસરીને એક નાનું સરખું-પુસ્તક લખવા પ્રેરાયો છું. આ પ્રમાણે નવા કાયદા વિશેના જ્ઞાનના અભાવના કારણેજ વ્યાપારી વર્ગને નુકશાન ન થતાં તેમનો માર્ગ સરળ-સુગમ બને એજ આ પુસ્તક લખવા પાછળનો મારો

હેતુ છે; અને એ હેતુ સફળ થયો એટલે મને મારા શ્રમનો બદલો મળી ગયો એમજ હું સમજીશ.

આ પુસ્તિકા વાંચક સમજી શકે તેટલી સાદી અને સરળ ભાષા વાપરવાની મેં પુરતી કાળજી રાખેલ છે, આ પુસ્તિકા ઝડપથી તૈયાર કરેલ હોવાથી કયાંક કયાંક ક્ષતિ (ભુલ) રહી ગઇ હોય તે સ્વાભાવિક છે. **વાંચક તે પ્રત્યે મારૂં લક્ષ ખેંચશે** તો હું તેમનો આભારી થઇશ.

આ પુસ્તિકા તૈયાર કરવામાં ભાઇશ્રી મુકુન્દલાલ આઇ. દીક્ષીત બી. એ., એલ. એલ. બી. એ મને જે મદદ કરેલ છે તે બદલ તેમનો આ તકે હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

મારો આ અલ્પ પ્રયાસ લોકોના આદર તથા આશ્રયને પાત્ર નીવડશે એવી આશા રાખું છું.

મનુભુવન ગુલાલવાડી,<br>
૨૮, ફીકા સ્ટ્રીટ<br>
મુંબઇ ૧-૭-૩૯.

**શાન્તીલાલ એમ. પરીખ**



# અનુક્રમણિકા.

# પ્રકરણ ૧ લું

## પ્રથમ કર્તવ્ય

**કાયદાનું અજ્ઞાન એ બચાવ નથી.** આટલા વર્ષોથી પ્રચલિત થયેલા કાયદા અને હાલના કાયદામાં કેટલીક બાબતોમાં ભારે મોટો તફાવત પડી ગયો છે. અત્યાર સુધી વ્યાપારીઓ કોઇ પણ ધંધો કરીને ગમે તેટલી કમાણી કરતા પણ જ્યાં સુધી ઇન્કમટેક્ષ ઓફિસ તરફથી પોતાની આવકનાં આંકડા ભરીને મોકલાવવાની નોટીસ (D form under section 22 (2)) નહોતી મળતી, ત્યાં સુધી તેમને કશી પણ ચિન્તા કરવાનું કારણ નહોતું. 'નોટીસ આવતાં જોઇ લેવાશે' એ દીવસો હવે વહી ગયા છે.

**નવા કાયદાની કલમ ૨૨ (૧)** પ્રમાણે પ્રત્યેક વ્યક્તિએ જેની વાર્ષિક આવક રૂ. ૨૦૦૦) બે હજાર અથવા તો તેથી વધારે છે, તે તમામને તે તે જીલ્લાના ઇન્કમટેક્ષ ઓફિસર તરફથી વર્તમાનપત્રો દ્વારા અથવા તો બીજી રીતે જાહેર નોટિસ મલ્યાબાદ, ૬૦ દીવસોની અંદર, પોતાની આવકના આંકડાઓ ભરીને મોકલાવી આપવાજ જોઇએ. આવી જાહેર નોટીસ (સુચના) પ્રત્યેક વર્ષના મે–મહીનાની પહેલી તારીખે સામાન્ય રીતે આપવામાં આવશે. ટુંકામાં, પ્રત્યેક વર્ષ, પ્રત્યેક વ્યકિતએ, સાધારણ રીતે જુન માસની અંદર, પોતાનો તે વર્ષના માર્ચ આખર સુધી પુરા થનારા વર્ષનો અથવા તો તે વર્ષને અનુસરીને સંવત અથવા તો શકે વર્ષ માટેનો, સર્વ હિસાબ તૈયાર કરી ઇન્કમટેક્ષ ઓફીસમાં જઇ આવકનું ફોર્મ (પત્રક) માગી લઇને તેમાં

કરને લાયક એવા સર્વ માર્ગોએ મેળવેલી આવકનો, નફાનો કિંવા નુકશાનીનો આંકડો ભરીને મોકલી આપવો જોઇએ.

આજ પર્યંત આવકનું ફોર્મ ન ભરનાર વિરૂધ્ધ એકતરફી આકારણી કરવામાં આવતી હતી; પરંતુ હવે ફોર્મ ન ભરનાર માટે એકતરફી આકારણી ઉપરાંત દંડ પણ આકારવામાં આવશે. અને એ દંડની રકમ કર કરતાં વધુમાં વધુ દોઢ ગણી હશે. એટલે પ્રત્યેક વ્યાપારીએ અને વ્યકિતએ જુન માસની અંદર બધી બાબતો બાજુએ રાખી ઇન્કમટેક્ષનું ફોર્મ ભરીને મોકલાવવાની કાળજી રાખવી જોઇશે, નહી તો આર્થીક દૃષ્ટિયે મોટું નુકશાન થશે.

**નોંધઃ**–પરંતુ ચાલુ વર્ષ (૩૯-૪૦) માટે જે જુના ઇન્કમટેક્ષ ભરનારાઓ છે, તેમને ઇન્કમટેક્ષ ખાતાં તરફથી જુની રીત મુજબ, ફોર્મ કાઢવામાં (મોકલવામાં) આવશે, આવા પ્રકારની ખાત્રી, જ્યારે આ નવો કાયદો સેન્ટ્રલ એસેમ્બ્લીમાં ચર્ચાતો હતો ત્યારે આપવામાં આવી હતી.

હવે કાયદાની કલમ ૨૨ (૧) મુજબ આવકનું ફોર્મ પ્રત્યેક વ્યક્તિ, અવિભકત હિન્દુ કુટુમ્બ તથા પેઢી, કંપની અને વ્યક્તિની ઇતર "સંસ્થા" આ બધાની પાછલા વર્ષની તમામ આવક, કિફાયત અને નફો ભરીને મોકલાવ્યા બાદ કરની આકારણીની શરૂઆત થશે, ભરી આપેલું ફોર્મ યોગ્ય અને બરાબર છે એમ ઇન્કમટેક્ષ ઓફિસરને લાગતાં એ આવકના આધારે ૨૩ (૧) કલમ પ્રમાણે આકારણી કરીને પઇસા ભરવાની સુચના (ડીમાન્ડ નોટિસ) મોકલાવવામાં આવશે. પરંતુ આવી આકારણી તદ્દન ઓછા પ્રમાણમાં થાય છે, કારણ વ્યાપારી પધ્ધતિ પ્રમાણે ચોકખો નફો અને ઇન્કમટેક્ષના હિસાબે ચોખ્ખો નફો,

એમાં ભારે તફાવત પડે છે. આ બધી બાબતોનો વિચાર કરીને, નવા કાયદાની દૃષ્ટિએ, ચોકખા નફાની રકમ શોધી કાઢવા માટે પ્રત્યેકને ૨૩ (૨) કલમ પ્રમાણે હિસાબ તપાસણી અર્થે તારીખ (મુદત) આપવામાં આવશે. કલમ ૨૨ (૧) મુજબ આવકનું ફોર્મ જો વખતસર ન મોકલાવ્યું તો ઇન્કમટેક્ષ ઓફિસર કલમ ૨૨ (૨) મુજબ નોટિસ (D form) પણ કાઢશે; પરંતુ આમ કરવા ન કરવાનો આધાર ઇન્કમટેક્ષ અમલદારની ઉપર રહેશે. અને આ નોટિસ મળ્યા બાદ ફોર્મ ભરી મોકલાવવા છતાં પણ કલમ ૨૨ (૧) પ્રમાણે ફોર્મ ન મોકલાવવા બદલ દંડ માફ થનાર નથી. કલમ ૨૨ (૧) પ્રમાણે અથવા તો ૨૨ (૨) પ્રમાણે ફોર્મ મોકલાવ્યા બાદ આપણી કાંઇક ભુલ ચુક નજરે ચઢતાં, કલમ ૨૨ (૩) મુજબ સુધારીને જુદું ફોર્મ મોકલી શકાશે; પરંતુ પ્રથમ મોકલાવેલા ફોર્મને લગતી જવાબદારી સાવ (માત્ર) ઓછી થનાર નથી. આથી બની શકે ત્યાં સુધી, ફોર્મ મોકલાવતી વખતે, બની શકતી કાળજી તથા સાવધાનતા રાખવાની જરૂર છે.

કલમ ૨૩ (૨) અને ૨૨ (૪) પ્રમાણે હિસાબ દેખાડવાની તારીખ આવતાં પોતાનો તમામ હિસાબ લઇને, યોગ્ય વખતે હાજર થવાની બનતી તકેદારી રાખવી. કારણ કાયદાનું યોગ્ય પાલન કરવાથી વધુ ત્રાસ થતો નથી. બલ્કે તેનું ઉલ્લંઘન કરવા જતાં વિશેષ ત્રાસ પડે છે, એ લક્ષમાં રાખવાની જરૂર છે. હિસાબ દેખાડતી જરૂરી બાબતોની યાદી પછીના પ્રકરણમાં સવિસ્તાર આપવામાં આવી છે, અને જુદા જુદા વર્ગ પ્રમાણે નફાનું પ્રમાણ પણ આપેલું છે તે તરફ વધુ લક્ષ આપવાની જરૂર છે.

---

# પ્રકરણ ૨ જું

---

## કર ભરવા યોગ્ય લોકોનું વર્ગીકરણ

## અને

## તેમને લગતી આકારણીના ભિન્નભિન્ન પ્રકાર

**ઇન્કમ-ટેક્ષના** જુના કાયદા પ્રમાણે બ્રિટિશ હિન્દુસ્થાનના સર્વ લોકોની આવક, પાછલા વર્ષે **બ્રિટિશ હિન્દમાં થયેલ કિંવા ઉપજેલ કિંવા મેળવેલ છે એમ માનવામાં આવનારા** એવા શખ્સોની, કિફાયત, પ્રાપ્તિ અથવા તો નફો ફોર્મમાં ભરીને મોકલાવવો પડતો હતો અને બ્રિટિશ હિન્દમાં રહેનાર વ્યાપારીઓએ બહાર સંસ્થાનોમાં કરેલા નફાની જે રકમ બ્રિટિશ હિન્દમાં લાવવામાં આવતી હતી તે પરજ આકારણી થતી હતી. પરંતુ નવા કાયદામાં વ્યાપારી અને ઇતર લોકોની ત્રણ પ્રકારની વર્ગવારી (વર્ગીકરણ) કરવામાં આવી છે. એ વર્ગીકરણ પ્રમાણે આકારણીના નિયમો જુદા જુદા રાખવામાં આવ્યા છે. બ્રિટિશ હિન્દુસ્થાનનો વ્યાપારી વર્ગ, ઘણે ભાગે આજુબાજુનાં દેશી રાજ્યોમાંથી આવેલ હોઇ, અહીંના વ્યાપારની અને દેશી રાજ્યોની હદના વ્યાપારની દૃષ્ટિયે ઘણો નીકટનો સંબંધ છે, અને એટલા માટેજ આ વર્ગવારી તથા આને લગતી આકારણી સારી પેઠે સમજી લેવામાં મોટું હિત છે. અને આ પ્રમાણે આ વિષયનો સવિસ્તર ઉલ્લેખ કરવો તદન જરૂરનો છે.

**કલમ ૪.** બ્રિટિશ હિંદુસ્થાનના રહેવાશીઓના નીચે મુજબ ત્રણ વર્ગ પાડવામાં આવ્યા છે:—

૧ રહેવાશી ન હોય એવા (Non Resident)

૨ સાધારણ રહેવાશી (Resident and ordinarily resident)

૩ સાધારણ રહેવાશી ન હોય એવા (Resident but not ordinarily resident)

આ વર્ગીકરણને લગતી વ્યાખ્યા નીચે મુજબ છે:—

**(I) રહેવાશી** (Resident)

**अ.** જે વ્યક્તિ બ્રિટિશ હિન્દમાં તે વર્ષમાં ૧૮૨ દિવસ અને તેથી વધુ દિવસોથી રહેલી છે;

**કિંવા**

**ब.** જે વ્યકિતએ બ્રિટિશ હિન્દમાં તે વર્ષે ૧૮૨ દિવસ અથવા તો વધુ દિવસો રહેવા સારૂ ઘર (મકાન) રાખેલું છે અથવા રખાવ્યું છે અને કોઇ કોઇવાર આવજા કરે છે;

**કિંવા**

**क.** જે વ્યકિત બ્રિટિશ હિન્દમાં તે વર્ષની પહેલાંના ચાર વર્ષોમાં વખતો વખત આવી ૩૬૫ દિવસ (તમામ વખતના મળીને) અથવા તો વધુ રહયો હોય, **આ રહેવાશી વ્યક્તિ.**

**(II) સાધારણ રહેવાશી** (Resident and ordinarily resident)

નં. ૧ માં વર્ણન કર્યા મુજબ રહેવાશી ઠર્યા બાદ નીચેની શર્ત્ત પુરી થતાં ઉપરની વ્યક્તિ સાધારણ રહેવાશી ઠરે છે; અને એ વ્યક્તિને લગતી આકારણી પણ જુદી રીતે હોય છે તેની શર્તો:—

**अ.** ઉપર મુજબ રહેવાશી બનેલી તે વ્યક્તિ તે વર્ષ પહેલાનાં ૧૦ વર્ષોમાંથી ૯ વર્ષ બ્રિટિશ હિન્દમાં હોવી જોઇએ.

અને

**ब.** બ્રિટિશ હિન્દમાં તે વ્યક્તિ તે વર્ષ પહેલાનાં ૭ વર્ષોમાં વખતો વખત મળીને એકંદર બે વર્ષ હોવી જોઇએ.

(III) **સાધારણ રહેવાશી ન હોય** (Resident but not ordinarily resident)

ઉપર મુજબની શર્તો પુરી ન થાય તો તે વ્યક્તિનો **ત્રીજા વર્ગમાં** સમાવેશ થાય છે.

## આકારણીના પ્રકાર

૧. **જે વ્યક્તિ રહેવાશી નથી** તે વ્યક્તિની બ્રિટિશ હિન્દુસ્થાનમાંની સર્વ ઉત્પન્ન ઉપર આકારણી થશે. પરંતુ બ્રિટિશ હિન્દુસ્થાનની બહારની આવક ઉપર કરની આકારણી કરવામાં આવશે નહિ.

૨. **જે વ્યક્તિ રહેવાશી હોય પણ સાધારણ રહેવાશી નથી** એવી વ્યક્તિ ઉપર:—

(अ) બ્રિટિશ હિન્દમાં કરને પાત્ર એવી તમામ ઉત્પન્ન ઉપર આકારણી થશે,

અને

(ब) એ સિવાય આખા હિન્દુસ્થાનમાં કોઇ પણ શહેર (Including Indian State) માં રહીને અંકુશ (કન્ટ્રોલ) રાખીને પરદેશમાં કરેલ આવક,

અને

(क) અન્ય બહારના દેશોમાં કરેલી, બ્રિટિશ હદમાં આણેલી એવી આવક ઉપર કર આપવો પડશે.

૩. **રહેવાશી અને સાધારણ રહેવાંશી** એમના સંબંધમાં ઉપરની કલમ બીજીમાં વર્ણવ્યા મુજબ, સર્વ આવક ઉપર કર અદા કરવો પડશે; અને એ સિવાય અન્ય બીજા પરદેશોમાં પેદા કરેલી, બ્રિટિશ હિન્દમાં આણેલી, કિંવા ન આણેલી, એવી સર્વ આવક ઉપર, તથા તે પૈકી જે કાંઇ બ્રિટિશ હિન્દમાં આણી છે તે, તથા બાકીનીમાંથી રૂ. ૪૫૦૦) બાદ જતાં બાકી રહેલી તમામ પેદાશ, આવી (પેદાશ) ઉપર કર આપવો પડશે. વર્ગ ૨ અને ૩ ની બાબતમાં, બ્રિટિશ હિન્દ બહારના વ્યવહાર (બિઝનેસ) નો હિસાબ, જ્યાં આવકના કરની આકારણી થવાની હોય ત્યાં દેખાડવો પડશે; અને આવા ચોપડા (હીસાબ) ન દેખાડતાં, ઇન્કમટેક્ષ અમલદારને, આવકનો અંદાજ કરીને આકારણી કરવાનો અધિકાર છે. પરંતુ આવી દુર દુરની સર્વ શાખાઓનો હિસાબ લાવવો ભારે ત્રાસદાયક થશે

અને એથીજ મધ્યસ્થ ધારાસભા (સેન્ટ્રલ એસેમ્બલી) માં આ કલમ માટે વાંધો ઉઠાવવામાં આવ્યો હતો, પરંતુ સરકાર તરફથી આવો ત્રાસ નહી થાય અને વ્યાપારીઓએ પરદેશના કિંવા બ્રિટિશ હિન્દુસ્થાન બહારના ધંધાના રીતસર નફા નુકશાનનાં સરવૈયાં કાઢી આવશ્યક એવાં કાગળ પત્રો હાજર કરતાં તે માનવામાં આવશે, અને તે મુજબ આકારણી કરવામાં આવશે, એવું આશ્વાસન આપ્યું છે. તેથી સર્વ વ્યાપારીઓએ પોતાનાં પરદેશના ચોપડાઓ આણવા કરતાં, પ્રત્યેક ગામનો હિસાબ તપાસી, નફા નુકસાનીનાં તથા સરવૈયાંને લગતાં પત્રકો યોગ્ય રીતે હાજર કરતાં ઘણો ખરો નકકામો ત્રાસ ઓછો થવા સંભવ છે, આવી રીતે આવકનું ફોર્મ ભરતી વખતે દરેક વ્યકિતઓએ, ઉપર બતાવેલ વર્ગીકરણ તથા તે પ્રમાણે ભરવાની આવક તરફ લક્ષ આપવું જોઇએ.

---

# પ્રકરણ ૩ જું

## કરને પાત્ર એવી આવક

કરને યોગ્ય એવી આવકનું વર્ગીકરણ નીચે મુજબ કરવામાં આવેલું છે:—

(૧) પગાર.

(૨) સિક્યુરિટીઓ પરનું વ્યાજ.

(૩) ઘર મકાન વગેરે મિલ્કત.

(૪) ધંધો: વૈદક, વકીલાત વગેરે ધંધાઓમાંથી થનારી આવક.

(૫) અન્ય માર્ગો.

**કલમ ૭. (1) પગાર:** જુના કાયદા પ્રમાણે પાછલના વર્ષમાં પગારની જેટલી રકમ એક વર્ષમાં મલતી હતી તેના ઉપરજ કર લેવાતો હતો, પરંતુ નવા કાયદા મુજબ મળેલો પગાર કિંવા નોકરી કરવા બદલ લાગુ થઇ ચુકેલો પગાર પણ કરને પાત્ર ઠરે છે એટલુંજ નહિ, પણ પગારની જવાબદારી ઉપર, શેઠ પાસેથી એડવાન્સ રકમ લેવામાં આવે તે વખતે મળેલી રકમ તેટલા પગાર બરાબર ગણી તે ઉપર આકારણી કરવામાં આવશે. પરંતુ શેઠ તરફથી જે રકમ ખર્ચવા સારૂ લીધી હશે, તે બધી નોકરીના સંબંધમાં થયેલ ખર્ચ ગણી, તે રકમ પગારમાં ગણવામાં આવશે નહિ.

**કલમ ૮. (2) સિક્યુરિટીઓ:** પરના વ્યાજની રકમ આવકમાં ગણતી વખતે વ્યાજ જમા કરવા સારૂ બેંન્કને કમીશન આપવું પડયું હશે તો તે બેંન્કનું કમીશન મજરે આપવામાં આવશે.

સિક્યુરિટીઝ ખરીદવા માટે કાઢેલા કરજ ઉપરનું વ્યાજ મજરે મળશે. પરંતુ એ વ્યાજ બ્રિટિશ હિંદુસ્થાનની બહારના શાહુકારને આપવામાં આવ્યું હશે તો તેના પરનું ઇન્કમટેક્સ સૌથી વધુ દરથી કાપી લેવામાં આવેલ હોવું જોઇએ અથવા તો તેના ઉપર 'ટેક્સ એજન્ટ' તરીકે કોઇ પણ વ્યક્તિ તે (કર) ભરવા માટે જવાબદાર હોવી જોઇએ.

**કલમ ૯. (3) મકાન મિલકત:** ઘર-મકાનને લગતી મિલ્કતના સંબંધમાં વાર્ષિક ભાડું કેટલું ઉપજશે અને ઉપજે છે, એ પ્રત્યેક ગામની મ્યુનિસિપલ કમીટીએ ઠરાવેલી, એવી, પ્રત્યેક ઘરના વાર્ષિક ભાડાની આકારણીની કીંમતને 'એન્યુઅલ વેલ્યુ' કહે છે. આ એન્યુઅલ વેલ્યુ ઉપર, તેમાંથી નીચે આપેલા ખર્ચો બાદ જતાં, બાકીની રકમ ઉપર કર આકારવામાં આવે છે. ઘર ભાડાનો હિસાબ રાખી એન્યુઅલ વેલ્યુ વ્યાજબી કરતાં વધારે છે એ દેખાડતાં બે વચ્ચેનો તફાવત મજરે મળે છે. આથી હિસાબ રાખવો દરેક રીતે ઉ-તમ છે. બીજી વાત એ છે કે હિસાબ રાખવાથી કેટલી જગ્યા નકામી (ભાડું ઉપજ્યા વગરની) રહી એ સિદ્ધ કરી શકાય છે. તથા ભાડું ઘાલીને કેટલાક ભાડુતો ચાલ્યા ગયા અને તેથી ઘર માલિકને કેટલું નુકશાન થયું, એ સાબિત કરતાં તે પણ મજરે મળે છે. ઘર મિલ્કતની રકમોમાંથી .નીચે જણાવેલ ખર્ચ બાદ આપવામાં આવે છે:—

(૧) એન્યુઅલ વેલ્યુના ૧/૬ આટલી રકમ રીપેર કામ માટેની ખર્ચ થઇ હોય કિંવા ન થઇ હોય;

(૨) મિલ્કતના વીમા બદલ ભરેલા વાર્ષિક હપ્તાઓ;

(૩) મિલ્કત ખરીદવા માટે અથવા તો ખરીદ કર્યા બાદ તે ઉપર બાંધકામ કરવા માટે કરજ તરીકે લીધેલી રકમનું વ્યાજ અથવા તો મિલ્કત ગીરવી પડી હોય તો તે પરનું વ્યાજ.

(૪) મિલ્કત ઉપરના વાર્ષિક "ચાર્જ" ની રકમ ઉદાહરણ તરીકે ભરણપોષણનો હકક વગેરે;

(૫) જમીનનું ભાડું;

(૬) જગ્યા ખાતર આપેલો જમીન કર-(જમીન મહેસુલ).

(૭) મિલ્કત નકામી (ખાલી) પડી રહ્યાનું ભાડું. તેમાથી તે પરનું સરેરાશ ખર્ચ બાદ જતાં રકમ.

(૮) ડુબત (નહિ વસુલ આવેલું) ભાડું.

અ આ સંબંધમાં લક્ષમાં રાખવા યોગ્ય વાત એટલે ઇન્કમટેકસ અમલદારની નીચેની બાબતોના સંબંધમાં ખાત્રી કરી આપવી જોઇએ.

૧ જે ભાડુત ભાડું આપતો નથી તે, તે મકાન માલિકના પહેલાંની જગ્યામાં અથવા તો બીજી કોઇ જગ્યામાં રહેતો હોવો ન જોઇએ; અથવા તો તેને નોટિસ આપીને મકાન ખાલી કરાવી દીધું હોવું જોઇએ.

૨ તે (ભાડુત) પહેલાં પણ એક 'ભાડુત' તરીકેજ રહેતો હોવો જોઇએ.

૩ તે ભાડાની રકમ આકારણી અર્થે પ્રથમ મજરે લીધેલી હોવી જોઇએ.

૪ તે ભાડું વસૂલ કરવા માટે યોગ્ય એવા કાયદાસરના ઇલાજો લીધેલા હોવા જોઇએ.

**૯ ભાડા વસુલાતનું ખર્ચ:**—ભાડું ઉઘરાવવાનો ખર્ચ થયો હોય તોજ મજરે મળે છે. ગ્રોસ વેલ્યુમાંથી જેટલી ખાલી જગ્યા મજરે મળે તે બાદ કર્યા પછી જે ગ્રોસવેલ્યુ (એન્યુઅલ વેલ્યુ) રહે તેના સેંકડે ૭ ટકાથી વધુ નહિ.

૧૦ વ્યાપાર અર્થે વાપરવામાં આવેલી જગ્યાનું ભાડું ધંધાની પેદાશમાંથી બાદ થશે પરંતુ આવા ધંધાની પેદાશ કરને યોગ્ય હોવી જોઇએ. તેમ નહિ હોય તો તે રકમ મજરે મળશે નહિ. આ સુધારો નવા કાયદા પ્રમાણે કરવામાં આવ્યો છે.

ઉપરનું ખર્ચ બાદ જતાં બાકી રકમ રહેશે તેના પર આવકવેરાની આકારણી કરવામાં આવશે. ઉલટું નુકશાન આવતાં અન્ય ધંધાઓની એજ વર્ષની પેદાશમાંથી બાદ કરવાનો હકક નવા કાયદા મુજબ મળેલો છે.

**કલમ ૧૦. (4) ધંધો–રોજગાર** વૈદ્યક અથવા વકીલાત વગેરે. નીચે મુજબ છુટ આપ્યા પછી આવક ઉપર આવકવેરાની આકારણી કરવામાં આવશે.

૧ જે જગ્યામાં ધંધો વગેરે ચલાવવામાં આવતો હશે, તે જગ્યા સારૂ આપેલું ભાડું. પરંતુ તેમાંની જગ્યા માલિક તરફથી વપરાતી હશે, તો તેટલી જગ્યાનું ભાડું બાદ જતાં બાકીનું ભાડું.

૨ એવી જગ્યાનું રીપેર ખર્ચ. જો રીપેર ખર્ચ કરવાનો કરાર હશે તો.

૩ ધંધાના કારણને લઇને કરજ તરીકે લીધેલી મૂડી (કેપીટલ) સંબંધમાં આપેલું વ્યાજ.

પરંતુ આવું વ્યાજ બ્રિટિશ હિન્દની બહારની વ્યક્તિને આપવામાં આવેલું હોય તો, તેના પર વધુમાં વધુ દરથી ઇન્કમટેક્ષ કાપી લેવો જોઇએ તથા ભરી દેવો જોઇએ. નહિતર એજન્ટ તરીકે તે રકમ ઉપર ટેક્સ ભરવા સારૂ જવાબદાર રહેવું જોઇએ. નહિ તો આવા વ્યાજની છુટ મળશે નહિ.

૪ ધંધાના કારણ નિમિ-તે ઉપયોગમાં આવનારી ઇમારતની યંત્ર સામગ્રીનું, પ્લાન્ટનું સામાનસુમાનનું અને સ્ટોકનું નુકશાન કિંવા નાશ ન થાય એટલા ખાતર ઉતારવામાં આવેલા **વીમાને** લગતી રકમો.

૫ ઇમારત, યંત્ર સામગ્રી વગેરે ને લગતું ચાલુ સમાર કામ તથા સાફ સફાઇ સંબંધમાં આપેલી રકમ.

૬ કર આપવા યોગ્ય હોય એવા શખ્સની મિલ્કત હોય એવી ઇમારતની, યંત્ર સામગ્રીની કિંવા સામાન સુમાનની ઘટેલી કીંમત સંબંધમાં ( ઘસારો—અથવા ડીપ્રીસીએશન ) કર ભરવા યોગ્ય શખ્સની મુળ કિંમતમાંથી પાછલના વર્ષનો ઘસારો બાદ જતાં રહેલી કીમત ઉપર કાયદાએ ઠરાવેલા ટકા જેટલી રકમ.

**નોંધ:**—ઘસારો બાદ જતાં રહેલી રકમ એટલે ઉદાહરણ તરીકે પાંચ વર્ષ પહેલાં જો યંત્ર સામગ્રી રૂ. ૧,૦૦,૦૦૦) માં લીધી—હોય તેના

પર પાંચ ટકા પ્રમાણે ઘસારો બાદ આપતાં એ યંત્ર સામગ્રીની (રીટન ડાઉન વેલ્યુ ) રૂ. ૭૫,૦૦૦) થશે અને તેની ઉપર ઘસારો મલશે. પરંતુ એ પાંચ વર્ષમાં ધંધામાં નુકશાન આવતાં છુટ ન મળેલી એવી રકમ જો રૂ. ૧૦૦૦૦) બાકી હશે તો "રીટન ડાઉન વેલ્યુ" રૂ. ૮૫૦૦૦) ગણવામાં આવશે,

પરંતુ ધંધામાં નુકશાન હશે તો ઘસારાની રકમની છુટ ન મળતાં, બાકી રહેલી હશે તે આગલા વર્ષના (નવો કાયદો અમલમાં આવ્યા પછી પહેલા વર્ષના) નફામાંથી બાદ આપવામાં આવશે નહિ. પરંતુ તે કીંમત, યંત્રસામગ્રી વગેરેની, "રીટન ડાઉન વેલ્યુ" માં ઉમેરી દેવામાં આવશે.

આવી ઘસારાની છુટની રકમ નફાના અભાવે બાદ આપવામાં નહિ આવી હોય તો આગળ બાકી ખેંચવામાં આવશે.

૭ કળખાધ જમાખર્ચ વ્યાપારી રીત પ્રમાણે રાખવાથી ડુબેલી રકમો નફા નુકશાન ખાતે લખી નાખવાથી કિંવા શાહુકારી લેવડદેવડના ધંધામાં ડુબેલી રકમો.

**નોંધઃ**–કદાચ ખર્ચ ખાતે લખેલી રકમ કોઇ કારણવશાત વસુલ થઇ અથવા થોડી રકમ મળી, તો આવી રકમ નફામાં દેખાડવી જોઇએ.

નીચે જણાવેલ **ખર્ચ (છુટ) મલશે નહિ**

૧ માલિકની અથવા તો ભાગીદારની મુડીનું વ્યાજ.

૨ માલિક અથવા ભાગીદારનો પગાર કિંવા કમીશન.

૩ ધર્માદા અથવા બક્ષિસ આપેલી રકમો.

૪ મુડીના જેવુંજ ખર્ચ.

૫ માલિક અથવા ભાગીદારોનું ખાનગી ખર્ચ.

૬ ડુબત ખાતે રાખેલું રીઝર્વ ફંડ.

૭ ઇન્કમ-ટેક્ષ અને સુપર-ટેક્ષની રકમો.

૮ ધંધાની બાબત સિવાય એટલે કે નફો મેળવવા માટે થયેલ ખર્ચ સિવાય ઉદાહરણ તરીકે ધંધાની કેટલીક ઇમારતોના સંબંધમાં હક્કની-જાળવણી અર્થે કોર્ટ-ખર્ચ થશે તો તે ખર્ચ, નફો મેળવવા માટે નહોતાં પણ તે સ્થાયી રૂપનો મુડીના રક્ષણ માટેનો ખર્ચ લેખાય છે અને આવો ખર્ચ મળતો નથી. એટલે આ તફાવત લક્ષમાં રાખવા યોગ્ય છે.

**નોંધ:**-આજકાલ નોકર વર્ગમાં માલિકના પૈસા સંબંધમાં (Misappropriation) અફર તફર કરવાના બનાવો વધુ બને છે, આવી કોઇ અફર તફર થવાથી નુકશાન થાય તો તે નફામાંથી છુટ મળે છે. અને ચોરીના બનાવમાં શાહુકારી ધંધાની જગ્યામાંથી ઉપાડેલી રકમ માત્ર મજરે મલશે, એટલે કે બીજું કોઇ જાતનું નુકશાન મળતું નથી. ધંધાના ખર્ચના સંબંધમાં મહત્વનો તફાવત એટલે ધંધાના ખર્ચમાં આપેલી રકમોમાં જે વ્યાજ, કમીશન, રોયલ્ટી, પગાર વગેરે ખર્ચ જોડીને જો બ્રિટિશ હદની બહારના શખ્સને આપવામાં આવી હશે તો આવી રીતે રકમ આપનાર શખ્સ તે રકમ ઉપર વધુમાં વધુ દરથી ઇન્કમટેક્ષ કાપી લેવા માટે જવાબદાર છે; અને આ પ્રમાણે ન કરતાં તે રકમની છુટ મળશે નહિ.

કિંવા એ રકમ ઉપર એજન્ટ તરીકે કર ભરવા સારૂ કોઇ પણ જવાબદાર વ્યકતી અત્રે (બ્રિટિશ હિંદમાં) હશે તોજ છુટ મળશે.

૯ નફા ઉપર આકારવામાં આવનારો કોઇ પણ કર બાદ મળશે નહિ.

## કલમ ૧૨. (5) અન્ય માર્ગો (Other sources)

ઉપર ઉલ્લેખ કરેલા વિષયોમાં ન આવતા અન્ય માર્ગોએ મેળવેલી સર્વ પેદાશ (જે પેદાશ કરને યોગ્ય હોય એવી) ઉપર "અન્ય માર્ગોથી મેળવેલ પેદાશ તરીકે" આવક–વેરાની આકારણી કરવામાં આવશે.

આ સંબંધમાં વ્યાપારીઓનો કિંવા કર ભરનારાઓનો ખાનગી ખર્ચ બાદ મળશે નહિ. અન્ય ખર્ચોના સંબંધમાં ઉપરની કલમ ૪ લક્ષમાં લેવી.

# પ્રકરણ ૪ થું

---

## (ભાગ ૧ લો)

## કરને યોગ્ય નહિ એવી આવક

**કલમ ૪.** (૩) નીચે વર્ણવેલી આવક કરને યોગ્ય ગણવામાં આવશે નહિ.

૧ સર્વાંશે ધાર્મિક અથવા ધર્માદાના કામ માટે ટ્રસ્ટ અથવા તો કાયદાના બીજા કોઇ પણ બંધારણ નીચેની, સર્વાંશે ધાર્મિક અથવા ધર્માદાના કામ માટેની મિલ્કતમાંથી મળેલી કોઇ પણ જાતની આવક.

૨ સર્વાંશે ધાર્મિક અથવા ધર્માદા સંસ્થાએ સંસ્થાના હિત અર્થે કરેલા ધંધામાંથી મળેલ નફો. પરંતુ આવો ધંધો કેવળ સંસ્થાના લોકોએ, સંસ્થાના મુખ્ય ધ્યેય તરીકે, કરેલો હોવો જોઇએ.

૩ મ્યુનિસિપાલીટી, લોકલ બોર્ડ વગેરેમાંથી તથા સ્થાનિક સંસ્થાની પેદાશ પરંતુ તે સંસ્થાએ પોતાની મર્યાદા અથવા તો આવશ્યકતા (જરૂરિયાત) થી બહાર જઇને વ્યાપાર કર્યો હશે, તો તેના ઉપર કર આકારવામાં આવશે.

**નોંધઃ-કલમ ૧ તથા ૨ મુજબ કાયદા પ્રમાણે સર્વ સાર્વજનિક ધર્માદા સંસ્થા કર માફીને યોગ્ય છે, પરંતુ ખાનગી પ્રકારની ધાર્મિક સંસ્થાઓને આ નિયમ લાગુ પડતો નથી.**

૪ આવક ઉપર કરની આકારણી, જે શખ્સ ઉપર કરવામાં આવી હશે, તે શખ્સને, જે પેદાશ ધંધામાં અથવા વ્યાપારમાં થયેલી નહિ હોય, પરંતું સહજ ગતિયે (Casual) થયેલી હશે અને તેવી પેદાશ દર વર્ષે થનારી નહિ હોય એવી પેદાશ.

૫ ખેતીવાડીમાંથી થયેલી પેદાશ.

## (ભાગ ૨ જો)

## "એસોસીએશન ઓફ ઇન્ડિવીડ્યુઅલ્સ"

**કલમ ૯.** (૩) જુના કાયદાના આધારે મેસર્સ બી. એન. ઇલિયાસના કેસમાં નામદાર કલકત્તા હાઇકોર્ટે ઠરાવ્યા મુજબ અને બીજાઓના કેસો મુજબ, એક ઘર-મિલ્કત અથવા અનેક મિલ્કતો, બે અથવા તેથી વધુ શખ્સોએ ખરીદ કરી હશે, અથવા તો તે મિલ્કત તેમને વારસા હકક તરીકે મળી હશે, તે એકત્ર ભાડું વસુલ કરી ચોકખી પેદાશ વહેંચી લેવાં છતાં સર્વ આવક ઉપર એકજ ઠેકાણે કર "એસોસીએશન ઓફ ઇન્ડિવીડ્યુઅલ્સ" તરફથી લેવામાં આવતો અને પ્રત્યેકનો ભાગ પોતપોતાની બીજી પેદાશમાં (Taxed at source) ઉમેરી દેવામાં આવતો. પરંતુ નવા કાયદા મુજબ હવે દરેકનો **ભાગ જો નક્કી કરેલ હશે** તો જુદો પાડીને તેના ઉપર કર આકારવામાં આવશે, અગર તે ભાગનો હકક ધરાવનારાઓની, બીજી આવક હશે તો તેમાં ઉમેરી દેવામાં આવશે.

**કલમ ૧૨. (અ)** નવા કાયદા **મુજબ એકાદ કંપનીમાં મેનેજીંગ એજન્ટ** તરીકે કામ કરનારના, તે મેનેજીંગ **એજન્ટનાં**

કમીશનમાંથી, જુદા ભાગીદારોને વ્યાજના બદલે અમુક ભાગ આપવાનું ઠરાવેલ હોય, અને મેનેજીંગ એજન્ટ, અને આવા બીજા ભાગીદારો, જો ડીકલેરેશન કરે તો દરેકના ભાગમાં કમીશનની જે રકમ આવશે, તેના ઉપર નોખો નોખો પ્રત્યેકનો કર નક્કી કરવામાં આવશે.

## ટ્રસ્ટી અને બેનીફિશીયરી

**કલમ ૪૧.** કોઇ પણ મિલ્કતના સંબંધમાં ટ્રસ્ટીઓ નીમેલાં આવી ટ્રસ્ટ મિલ્કતો પર ટ્રસ્ટીઓનાં હાથમાં કર આકારવામાં આવશે પરંતુ ટ્રસ્ટમાંના વોર્ડોના (જેમના ફાયદા સારૂ ટ્રસ્ટ કરવામાં આવ્યું હોય તે) હાથમાં ડાયરેકટ (સીધે સીધો) કર આકારવામાં કાંઇ પણ હરકત નથી. જેનો જેવો ભાગ હશે તે પ્રમાણે કર આકારવામાં આવશે. પરંતુ જો ટ્રસ્ટમાંની પેદાશનો ભાગ ઠરાવેલો નહિ હોય, અથવા તો ટ્રસ્ટમાં આવો ભાગ નકકી નિર્દિષ્ટ કરેલો નહિ હોય, તો તે સ્થિતીમાં તેવી પેદાશના ભાગ ઉપર વધુમાં વધુ દરથી કર આકારવામાં આવશે. **ટ્રસ્ટની પેદાશમાં મુસલમાન વકફ એકટ ૧૯૧૩ નો સમાવેશ થાય છે.**

ટ્રસ્ટ જે લોકોના ફાયદા માટે છે એવા લોકો બ્રિટિશ હિંદુસ્થાનની બહાર રહેતા હશે, તો તેમની પેદાશ ઉપરના કર માટે ટ્રસ્ટીઓ જવાબદાર છે.

## "નોન રેસીડન્ટ અને એજન્ટ"

**કલમ ૪૨ અને ૪૩.** જો બ્રિટિશ હિન્દુસ્થાનની બહાર રહેનારા શખ્સની બાબતમાં આવા શખ્સને થનારી અથવા

ઉપજનારી તમામ કિફાયત અથવા ફાયદો, પછી તે બ્રિટિશ હિન્દુસ્થાનમાં, કોઇ પણ ધંધા અથવા મિલ્કતના સાધન વડે કરીને કે સંબંધને લઇને સીધી કે આડકતરી રીતે હોય, તો તે બ્રિટિશ હિન્દુસ્થાનમાં થનારી અથવા ઉપજનારી પેદાશ છે, એવું સમજવામાં આવશે, એવા કોઇ પણ મનુષ્યના મુખત્યારના નામે (એજન્ટના નામે) તે પેદાશ ઉપર કર આકારવા યોગ્ય થશે. અને આવો મુખત્યાર આ કાયદાની તમામ બાબતો માટે આવી પેદાશ ઉપર કરના સંબંધમાં કર આપવાને યોગ્ય એવો શખ્સ સમજાશે. આ કલમમાં, મિલ્કત એટલે ઘર મિલ્કત, વ્યાજે ધીરેલી રકમ અથવા કોઇ પણ મુડીના રૂપની વસ્તુ, જેમાંથી કાંઇ પણ **નફો પ્રાપ્ત થતો હોય,** એવી તમામ મિલ્કતનો સમાવેશ કરવામાં આવશે.

જ્યાં એકાદ વ્યક્તિ જે બ્રિટિશ હિન્દનો રહેવાશી નથી તથા બ્રિટિશ રૈયત નથી, એવા માણસે બ્રિટિશ હિન્દુસ્થાનમાં રહેનારા માણસ સાથે ધંધો કર્યો હશે; અને રહેવાશી હોય તેવા મનુષ્યે, રહેવાશી નહિ હોય તેવા મનુષ્ય સાથેના નિકટ સંબંધના કારણે, અગર રહેવાશી ન હોય તેવા મનુષ્યનો રહેવાશી હોય તેવા મનુષ્ય સાથેના સારા જેવા નિર્બન્ધના કારણે, જો રહેવાશી હોય તેવા મનુષ્યે રહેવાશી ન હોય તેવા મનુષ્ય સાથે, ચલાવેલા ધંધામાં રહેવાશી વ્યકિતને જરાય ફાયદો થતો નથી. અથવા તો તે ધંધામાં જેવો સામાન્ય ફાયદો થવો જોઇએ તેના કરતાં ઓછો ફાયદો થાય છે એવી વ્યવસ્થા સદરહુ શખ્સની સાથે કરવામાં આવી છે, એવું ઇન્કમટેક્ષ અમલદારને દેખાઇ આવશે ત્યારે તે ધંધામાંથી જે ફાયદો થવો જોઇએ તે ફાયદાનો રહેવાશીના નામે કર આકારવામાં આવશે.

**નોંધ:**—કન્સાઇન્મેન્ટ પધ્ધતિથી રહેવાશી અને ન–રહેવાશી વચ્ચે ધંધો થાય તો ઉપરની કલમ મુજબ કરનો સવાલ રહેતો નથી, પરંતુ નવા કાયદા પ્રમાણે બ્રિટિશ હિન્દુસ્થાનમાં રહેવાશી અને ન–રહેવાશી વચ્ચેના બ્રિટિશ હિન્દુસ્થાનમાં થએલા વ્યવહાર (કામકાજ તથા ધંધા) ના (Operation carried out in British India) નફા ઉપરજ કર લેવામાં આવશે, પરંતુ જ્યારે બ્રિ. હિન્દમાંની વ્યકિતએ બ્રિ. હિન્દમાંના એકાદ દલાલ (Broker) માર્ફત, તથા તે દલાલે બ્રિ. હિન્દ બહારના વ્યાપારી સાથે વ્યવહાર ન કરતાં બહારના દલાલ માર્ફત ધંધો કરતાં ઉપરના બ્રિટિશ હિન્દુસ્થાનમાંના દલાલને, **આવા ધંધા માટે** એજન્ટ કહેવાશે નહિ, તથા તે કરને પાત્ર પણ લેખાશે નહિ.

## મરણ પામેલા શખ્સની આવકની આકારણી.

**કલમ ૨૪.** (B) જે વ્યકિત હૈયાતીમાં કરને પાત્ર થાય તે મરણ પામતાં તે વ્યકિતના વારસો અથવા તો કાયદાસરના મુખત્યારો તે વ્યકિતની મિલકતમાંથી વસૂલ થઇ શકે તેટલા કરને માટે જવાબદાર છે. આવી વ્યકિત કલમ ૨૨ (૧) નીચે નોટિસ નીકળવા અગાઉ મરણ પામે અથવા કલમ ૨૨ (૨) ની અથવા તો કલમ ૩૪ મુજબની નોટિસ મળવા અગાઉ કે પછી તેના વારસો અથવા મુખત્યારો સર્વ બાબતો માટે જવાબદાર છે. ઇન્કમટેક્ષ અમલદાર આવા લોકોને એસેસી ગણીને કરની આકારણી કરશે અને તે યોગ્ય રીતે કરેલી કહેવાશે.

## "વિભકત થયેલા હિન્દુ કુટુમ્બની આકારણી."

**કલમ ૨૫.** (A) જે હિન્દુ સંયુકત કુટુમ્બની આકારણી થાય છે, તેવા કુટુમ્બના સભ્યોની વહેંચણી થતાં અને આવી વહેંચણી

બદલ ઇન્કમટેક્ષ ઓફિસરની પાસે ક્લેમ કરતાં વહેંચણી બદલ તે તપાસ કરશે અને કુટુમ્બના દરેક સભ્ય ઉપર નોટિસ કાઢી તેવી વહેંચણી બદલ ખાત્રી થતાં આખા કુટુમ્બની આવક ઉપર કરની આકારણી કરીને તે કરની વહેંચણી કુટુમ્બમાં જેટલા સભ્યો હશે તેમની વચ્ચે કરવામાં આવશે. જો કોઇ સંયુકત હિંદુ કુટુમ્બનો ધંધો બીજો કોઇ શખ્સ લેશે અને ચલાવશે તો પણ આવા કુટુમ્બની પાછલા વર્ષમાં વહેંચણી થઇ છે, એવી તપાસ બાદ ઓફિસરની ખાત્રી થતાં એકત્ર કુટુમ્બ ઉપર આકારણી થઇને પ્રત્યેક સભ્ય ઉપર કરની વહેંચણી કરી નોટિસ ઓફ ડીમાન્ડ મોકલાવવામાં આવશે.

---

# પ્રકરણ ૫ મું

---

## આવક ઉપર કરની આકારણી

**કલમ ૩. જ્યારે** હિન્દુસ્થાનના કાયદા મંડળનો કોઇ પણ કાયદો, આવક ઉપરનો કર કોઇ પણ વર્ષ માટે, કર આપવાને યોગ્ય હોય એવા શખ્સની સર્વ આવકને લાગુ થનારા કોઇ પણ દરથી આકારવો જોઇએ, એમ ઠરાવશે, ત્યારે પ્રત્યેક **"વ્યક્તિ" હિન્દુ અવિભક્ત કુટુંબ, કંપની, પેઢી, સ્થાનિક સંસ્થા, પેઢીના ભાગીદાર અને વ્યક્તિની સંસ્થા"** આ સૌની **પાછલા વર્ષની તમામ પેદાશ** (World Income) ઉપર આ બાબતમાં, આ કાયદાના ઠરાવ અનુસાર, તથા તેને પાત્ર રહીને, તે વર્ષ સારૂ **કર, તે દર પ્રમાણે આકારવામાં આવશે.**

**કલમ ૨૫.** (૧) **જ્યારે** સને ૧૯૧૮ ના **હિન્દુસ્થાનના** આવક ઉપરના કર બાબત એકટ ઠરાવની રૂએ જેના ઉપર કોઇ પણ વખતે યાને કયારેય કર આકારવામાં આવ્યો નહિ હોય, એવો ઉદ્યોગ ધંધો બંધ કરવામાં આવતાં તે બાબતની નોટિસ, એવો ધંધો બંધ કર્યાની પંદર દિવસની અંદર ઇન્કમટેક્ષ અમલદારને આપવી જોઇએ. નહિ તો આ બાબતની ઓફિસરને ખબર પડતાં તેને દંડ કરવાનો અધિકાર છે.

ઉપર મુજબ ધંધો બંધ કરવાની નોટિસ આપ્યા બાદ પાછલા વર્ષની પેદાશની આકારણી વખતે તે વર્ષની આખર તથા બંધ કર્યાની

મુદ્દત સુધીની પેદાશ ઉપર, તે વખતે ચાલુ હશે, તે દરથી કર આકારવામાં આવશે તથા તે કર બાબત પેઢી બંધ કરતી વખતે જે માલિક અથવા તો ભાગીદાર હશે, તે કર બદલ જવાબદાર છે.

**કલમ ૨૫.** (૩) **પરંતુ** કોઇ પણ વ્યવસાય અથવા ધંધો જેના ઉપર સને ૧૯૧૮ ના કાયદા મુજબ કર ભર્યો હશે, એવો વ્યવસાય અથવા ધંધો બંધ કરતાં પાછલા વર્ષનો છેલ્લો દિવસ અને બંધ કર્યાનો દિવસ, આ દરમ્યાનની મુદતમાં જે પેદાશ થઇ હશે તે ઉપર **કર આપવો પડશે નહિ.** એટલુંજ નહિ પણ આ મુદત દરમ્યાનની પેદાશ તેના પાછલા વર્ષની પેદાશ બદલે ગણવાનો હકક વ્યાપારીઓને છે, અને આવી રીતે કર પાછલા વર્ષમાં વધુ અપાયો હશે તો તે કર પાછો (રિફંડ) મળશે. જો ધંધો બંધ ન થતાં માલિકોમાં ફેરફાર થયો હશે, તો નીચે પ્રમાણે આકારણી કરવામાં આવશે.

**કલમ ૨૫.** (૪) **જે** ઉદ્યોગ ધંધો અથવા વ્યવસાય જેના ઉપર સને ૧૯૧૮ ના એકટ મુજબ કર આપવામાં આવ્યો હશે એવા ધંધાના અથવા તો વ્યવસાયના માલિકોમાં ફેરફાર થયો હોય (તેના ફકત બંધારણમાં ફરક થયો હોય તો નહી) તો તે પહેલાંના માલિકને પાછલા વર્ષના છેવટથી લઇને આવો ફેરફાર થયો હશે ત્યાં સુધીના નફા ઉપર કર આપવો પડશે નહિ. એટલુંજ નહિ પણ ઉપર કલમ ૨૫ (૩) માં જણાવ્યા મુજબ પેદાશની અદલા બદલી કરી રિફંડ મેળવવાનો તેનો હકક છે. પરંતુ આવો કલેઇમ ધંધાની માલિકીમાં ફેરફાર થયા બાદ એક વર્ષની અંદર કરી દેવો જોઇએ, નહિ તો એ મુદ્દત બહાર કશું ચાલશે નહિ.

**"પેઢી તથા ભાગીદારોની આકારણી"**–જુના કાયદામાં તથા નવા કાયદામાં પેઢીની અને તેના ભાગીદારોની આકારણીના સિદ્ધાન્તમાં સારો જેવો તફાવત છે, અને તે ઘણો મહત્વનો છે. પેઢીના બે પ્રકાર હોય છે.

૧. નોંધાવવામાં આવેલી પેઢી (રજીસ્ટર્ડ ફર્મ) ૨. વગર નોંધાયેલી પેઢી (અન્રજીસ્ટર્ડ ફર્મ.)

રજીસ્ટર્ડ ન થઇ હોય એવી પેઢીમાં કેટલાય ભાગીદાર હોય તો પણ તેના પર પેઢીને એક વ્યક્તિ લેખીને તેના ઉપર કર નાખવામાં આવે છે. તેમાં ભાગીદાર હોય, તેમનો ભાગ, તેમની પેદાશમાં દર માટે સમાવેશ કરવામાં આવે છે. પરંતુ મુખ્ય મુદ્દાની વાત એટલે પહેલાંના કાયદા પ્રમાણે પેઢીમાં આકારણીના દિવસે જે ભાગીદાર હોય તે ભાગીદાર પાછલા વર્ષમાં પણ આખા વર્ષ સુધી હતા એમ સ્વીકારી લઇને આવી પેઢીની આવક, ભાગ પ્રમાણે તેમની આવકમાં ગણવામાં આવતી હતી તેથી એકાદ ભાગીદાર આવી આકારણી પહેલાં બે દિવસ પણ ભેગો મળતાં પાછલા વર્ષની પેદાશના ભાગ ઉપર તે કરને પાત્ર થતો, આ વસ્તુ–સ્થિતિને બંધ બેસતી ન આવનારી હકીકતને નિમૂર્ળ કરવા માટે, કાયદામાં ફેરફાર કરવામાં આવ્યો છે. હવે પેઢીની આકારણી કરતી વખત આકારણીના સમયે જે ભાગીદારોનું બંધારણ (Constitution) હશે તથા નામ ચાલતું હશે, તેમના ઉપર–આકારણી થશે. પરંતુ ભાગીદારોના ભાગ માત્ર પેઢીની આવકના વર્ષે, જે કાંઇ ભાગ અને ભાગીદારો હશે તે પ્રમાણે તથા તેમના હાથમાં આકારણી કરવામાં આવશે. કોઇ ભાગીદાર ન્હાસી ગયો હશે તો તેના કરની જવાબદારી નવા ભાગીદારો (પેઢી) ઉપર રહેશે.

પેઢી નોંધાવેલી હોય તો પેઢી ઉપર કર આકારવામાં ન આવતાં ભાગીદારો ઉપર તેમના ભાગ પ્રમાણમાં કર આકારવામાં આવશે.

**નહિ નોંધાયલી પેઢી ઉપર** પેઢીની તમામ એકત્ર આવક ઉપર કર આકારવામાં આવશે પરંતુ નવા કાયદાની કલમ ૨૩ (૫) **अ** પ્રમાણે કરની આકારણી પેઢી ન નોંધાવવાના કારણે ઓછી થાય છે એવું ઇન્કમટેક્ષ અમલદારને લાગતાં પેઢી ન નોંધતાં, નોંધેલી પેઢી સમજી પેઢી ઉપર કર ન નાખતાં ભાગીદારોના ભાગ જુદા પાડી તેમના ઉપર કરની આકારણી કરવાનો અધિકાર ઇન્કમટેક્ષ ઓફિસરને છે.

---

# પ્રકરણ ૬ ઠ્ઠું

## ધંધાની નુકસાની

**કલમ ૨૪. જુના** કાયદા પ્રમાણે, પ્રજાની નજરે ઇન્કમટેક્ષના કાયદામાં જે દોષ હતો તેમાં મુખ્ય આવક થયેલા વર્ષે, તે વખતના કાયદા મુજબ તે ઉપર કરની આકારણી થતી અને નુકસાન થયેલા વર્ષે કર માફ થતો. પરંતુ કેટલીકવાર વસ્તુસ્થિતિ એટલી વિચિત્ર લાગતી કે આ કાયદો ન્યાયને અનુકુળ નથી એમજ કહેવું પડતું. દાખલા તરીકે એક માણસે ધંધો શરૂ કરતાં પહેલા વર્ષે તેને રૂા. ૧૦,૦૦૦) નું નુકસાન આવ્યું એટલે તે વર્ષે કર માફ થતો. જ્યાં બીજાં વર્ષે તેણે રૂા. ૩,૦૦૦) મેળવ્યા એટલે તેના પર કર લાગૂ થતો. પરંતુ એકંદર આ માણસને નફો ન થતાં રૂા. ૭,૦૦૦) નું નુકસાનજ થયું ગણાય. તો પણ ઉપર જણાવ્યું તેમ તેની પાસેથી કર વસુલ કરવામાં આવતોજ હતો. આ સંબંધમાં પ્રજાનો સારો જેવો વિરોધ હતો. આ વિરોધનો નવા કાયદામાં અંત કરી દેવામાં આવ્યો છે અને તે આ પ્રમાણે:

એકાદ વ્યાપારીના, વ્યકિતના અને પેઢી વગેરેના આવકના જૂદા જૂદા માર્ગો હોવાથી, આકારણીની વેળાએ, એક માર્ગેથી થયેલ નુકસાન બીજા માર્ગની આવક (મિલ્કત) માંથી, બાદ આપી શકાય છે. (આ નિયમ જૂના કાયદામાં પણ હતો.) જો કરને પાત્ર એવી આવક બાકી રહે તો તેના ઉપર કર લેવામાં આવશે. પરંતુ નવા કાયદાની રૂએ, જો નફો બાદ જતાં નુકસાનજ બાકી રહેતો તે નુકસાન આગલા વર્ષ માટે બાકી ખેંચવાનું

છે. અને આવી બાકી **જે ધંધામાંથી, ઉદ્યોગમાંથી અથવા વ્યવસાયમાંથી નુકસાની આવી હશે-થઈ હશે, એવાજ ધંધાના, ઉદ્યોગના અથવા તો વ્યવસાયના નફામાંથી આવતાં (તે પછીના) વર્ષના નફામાંથી તે બાદ કરવાની છે.** જો આવા ધંધામાં, વ્યવસાયમાં (તે પછીના) આવતા વર્ષે પણ નફો ન થતાં નુકસાનજ હશે તો પહેલાંનું નુકસાન અને ચાલુ નુકસાન મળી આગળ બાકી ખેંચવાની છે. આવું નુકસાનજ થતું રહેતાં પ્રથમની નુકસાનીની બાકી લાગલગાટ ૭ વર્ષ સુધી ખેંચવાનો અધિકાર છે. સાત વર્ષો સુધી સતત નુકસાન આવતાં, પ્રથમ વર્ષની બાકી નુકસાનીમાંથી બાદ કરી બાકીનું નુકસાન આગળ ખેંચવાનું છે. ટુંકામાં નુકસાન થયું ત્યારથી તે નુકસાન **૭ વર્ષ સુધી બાકી ખેંચી નફામાંથી બાદ કરી શકાય છે.** આગળ પહેલા વર્ષનું નુકસાન બાદ થાય છે; બીજા વર્ષે પહેલા વર્ષનું નુકસાન રદ જેવું થઇ જાય છે. એટલે નુકસાનીની બાકી આગળ ખેંચતા એકંદર સરવાળો ન કરતાં પ્રત્યેક વર્ષની બાકી જૂદી જૂદી દેખાડી ત્યારપછી સરવાળો કરી ખેંચવી એટલે આપણને મજરે મળનારી નુકસાની તે બરાબર મજરે મળી કે નહિ એ સમજાશે. અને આવકનું ફોર્મ ભરતાં અડચણ અથવા મુસ્કેલી માલમ પડશે નહિ. નવો કાયદો અમલમાં-આવ્યા બાદ એટલે કે સંવત્ ૧૯૯૪ ના અથવા ૩૧ માર્ચ ૧૯૩૯ ના દિને પુરાં થતાં વર્ષની, સંવત્ ૧૯૯૫ અથવા ૩૧ માર્ચ ૧૯૪૦ ના દિવસે પુરા થતા વર્ષની અને એજ પ્રમાણે સંવત્ ૧૯૯૬ અથવા ૩૧ માર્ચ ૧૯૪૧ ના દિવસે પુરા થતા વર્ષનું નુકસાન અનુક્રમે ૧ વર્ષ, ૨ વર્ષ અને ૩ વર્ષ આગળ ખેંચી શકાશે આ પ્રમાણે નુકસાન ખેંચવાની શરૂઆત થનાર છે.

**જ્યાં પેઢી નોંધાવેલી નહિ હોય** (અનરજીસ્ટર્ડ) ત્યાં એવી પેઢીનું નુકશાન તે પેઢીની આગલા વર્ષની પેદાશમાંથી બાદ મળશે પરંતુ ભાગીદારોની પોતાની બીજી આવકોમાંથી બાદ મળશે નહિ. પરંતુ જે **પેઢી નોંધેલી** (રજીસ્ટર્ડ) હશે તે પેઢીનું નુકશાન ભાગીદારોના ભાગ પ્રમાણે વહેંચાઇ ભાગીદારોની આવકમાંથી બાદ કરવામાં-(આપવામાં) આવશે.

---

# પ્રકરણ ૭ મું

## પાછળના વર્ષોની આકારણી

**કલમ ૩૪. અત્યાર** સુધી કોઇ પણ કારણસર કરને યોગ્ય એવી આવકની આકારણી કરવાની રહી ગઇ, અથવા તો ઓછા દરથી થઇ હશે, **તે વર્ષ પુરૂં થયા બાદ એક વર્ષની અંદર** નોટિસ કાઢી ને એવી રહી ગયેલી, અથવા તો ઓછા દરથી થયેલી આકારણીની આવક યોગ્ય રીતે આકારણીને લાયક થતી હતી. પરંતુ હવે આ કલમ મુજબ આવી આવક રહી જતાં અથવા તો વ્યાજબી કરતાં ઓછા દરથી આકારણી થતાં આવી બાબતનો યોગ્ય પુરાવો ઇન્કમટેક્ષ ઓફિસરની પાસે આવતાં જો આવી આવક **ખાસ** જાણી જોઇને **ઓછી દેખાડવામાં આવી હશે** તો તે વર્ષ પુરૂં થયા બાદ **આઠ વર્ષની** અંદર નોટિસ કાઢી, આવી આવક ઉપર યોગ્ય રીતે કર આકારવામાં આવશે અને અન્ય કારણોને લઇને (ભુલથી) આમ બન્યું હશે તો ચાર વર્ષની અંદર નોટિસ કાઢી શકાશે. પ્રત્યેક કર ભરનારી વ્યકિતએ 'હવે એક વર્ષ થઇ ગયું—હવે કાંઇ પણ થવાનું નથી' એવી વિચારશ્રેણી ભૂલી જવી જોઇએ. ને કોઇ પણ ભૂલ અથવા ગોટાળો થતાં અનુક્રમે ચાર તથા આઠ વર્ષ સુધી એ (કેસ બાબત) માં ઇન્કમટેક્ષ અમલદારને યોગ્ય રીતે ફરીથી વિચાર કરવાનો અધિકાર છે. તેથી શરૂઆતમાંજ વ્યાજબી રીતે પોતાની પેદાશ દેખાડી કાયદાસર-પદ્ધતિયે આકારણી કરાવી લેવી, એ વધુ સગવડભર્યું તથા હિતકારક છે. આ મુદ્દત, નવો કાયદો અમલમાં આવ્યા બાદ એક, બે અને ત્રણ વર્ષ વધતી જશે.

**નોંધ:**—જો કોઇ વ્યક્તિને બ્રિટિશ હિન્દ બહારના મનુષ્યના એજન્ટ તરીખે કલમ ૪૩ મુજબ ગણવામાં આવે તો તેની બાબતમાં ૮ કે ૪ વર્ષના બદલે એક વર્ષ સુધીજ જોખમદારી રહેશે.

## કાયદાના નિયમો ન પાળવા બદલ દંડ.

**કલમ ૨૮.** પ્રકરણ પહેલામાં જણાવ્યા મુજબ નોટિસ આવશે ત્યારે જોયું જશે, એમ કહેવાના દિવસો ચાલ્યા ગયા છે. તારીખ (Appointment) મળ્યાં છતાં હાજર ન રહેવાની બેદરકારી કરવી પણ હવે ચાલી શકશે નહિ. કારણ કે આકારણી તો થશેજ અને તે સિવાય દંડ માથા ઉપર ઉભોજ રહેશે. નીચે પ્રમાણે દંડની આકારણી કરવામાં આવશે:—

ઇન્કમટેક્ષ ઓફિસરને, એપેલેટ આસિસ્ટન્ટ કમીશ્નરને અથવા તો કમીશ્નરને કોઇ પણ પ્રોસીડીંગ નીચે, નીચેની બાબતો નજરે પડતાં દંડની અને આકારણી કરવાનો અધિકાર છે.

કોઇ સબળ કારણ સિવાય કલમ ૨૨ (૧) ની નોટિસ ન માનવી એટલે કે મુદ્દતની અંદર આવકનું ફોર્મ ભરીને ન મોકલાવવું અથવા તો કલમ ૨૨ (૨) ની નોટિસ મળ્યા પછી પણ ફોર્મ ભરી મોકલાવવા કાળજી ન કરવી અથવા કલમ ૩૪ મુજબ ફોર્મ ભરીને ન મોકલાવવું આ કારણસર ઇન્કમટેક્ષ કિંવા સુપર ટેક્ષ આકારવામાં આવશે, અને વધારેમાં વધારે સુધી ટેક્ષનો દોઢ ગણો દંડ આકારવામાં આવશે.

કલમ ૨૨ (૪) મુજબ ચોપડા લઇ અથવા કલમ ૨૩ (૨) મુજબ હિસાબ લઇને હાજર ન થતાં અથવા તો પોતાની વ્યાજબી આવક જાહેર ન કરતાં, તેને છુપાવવાનો પ્રયત્ન કરતાં, જે યોગ્ય કર થશે તે કર

અને આવી આવક છુપાવવા જતાં જેટલો કર ચુકવવો પડયો હોત તે કરની દોઢ ગણી રકમ 'દંડ' તરીકે ચુકવવી પડશે.

**પરંતુ જે શખ્સની આવક રૂા. ૩૫૦૦) કરતાં ઓછી હશે એવા શખ્સને કલમ ૨૨ (૨) પ્રમાણે નોટિસ આપ્યા સિવાય દંડની આકારણી કરવામાં આવશે નાહ. કલમ ૨૨ (૨) ની અથવા તો કલમ ૩૪ ની નોટિસ મળ્યા પછી નોટિસ મુજબ ફોર્મ ભરી ન મોકલાવ્યું અને પાછળથી પેદાશ રૂા. ૨૦૦૦) ની અંદર છે એવું માલમ પડી આવશે તો પણ ફોર્મ ન મોકલાવવાની ભુલ બદલ રૂા. ૨૫) દંડ કરવાનો આધકાર છે.**

પરંતુ આ કલમ નીચે ઇન્કમટેક્ષ ઓફિસરને ઇન્સ્પેકટિંગ એસિસ્ટન્ટ કમીશ્નરની પરવાનગી મેળવ્યા સિવાય દંડ કરવાનો અધિકાર નથી.

## "અપરાધ અને શિક્ષા"

**કલમ ૫૧.** કોઇ પણ માણસ વ્યાજબી કારણો સિવાય

**(અ)** કલમ ૧૮ અથવા કલમ ૪૬ (૫) એમાં જણાવ્યા મુજબ કોઇ પણ કર બાદ કરતાં તથા ભરતાં ગફલત કરશે;

**(બ)** કલમ ૧૮ (૯) અથવા કલમ ૨૦ માં પુરો પાડવા કહેલો પુરાવો (વિગત) પુરો પાડવા ચુકશે;

(क) કલમ ૧૯ (अ) કલમ ૨૦ (अ) કલમ ૨૧, કલમ ૨૨ (૨) અથવા તો કલમ ૩૮ એમાં જણાવેલ પત્રક પુરૂં પાડવામાં ગફલત કરશે;

(ड) કલમ ૨૨ (૪) મુજબ હિસાબ અથવા તો દસ્તાવેજ હાજર કરવામાં ચુકશે;

(फ) કલમ ૩૯ મુજબ રજીસ્ટરની તપાસણી કરવા દેવામાં અથવા તો નકલો ઉતારવા દેવામાં ગફલત કરશે;

તો તેવા શખ્સને પ્રોસીકયુટ કરવામાં આવશે અને મેજીસ્ટ્રેટ આગળ તેના ઉપર અપરાધ સાબિત થયા પછી જેટલા દિવસો કસૂર ચાલુ રહેશે ત્યાં સુધી પ્રત્યેક દિવસે તેને રૂ. ૧૦ દસની દંડની શિક્ષા થશે.

**કલમ પર.** કલમ ૧૯ (अ) ૨૦ (अ) ૨૧, ૨૨, ૨૬ (अ २) અથવા કલમ ૩૦ (૩) અથવા તો કલમ ૩૨ (૨) માં જણાવેલ પ્રતિજ્ઞા-લેખમાં કોઇ શખ્સ કેફિયત કરશે અને તે કેફિયત ખોટી હશે તો મેજીસ્ટ્રેટ આગળ અપરાધ સાબિત થતાં તેને વધુમાં વધુ ૬ માસની સાદી કેદ અથવા દંડ અથવા તો બન્ને પ્રકારની શિક્ષા કરવામાં આવશે. પરંતુ ઉપર પ્રમાણેનો ગુન્હો થતાં ઇન્સ્પેકટિંગ એસિસ્ટન્ટ કમીશનરને કોઇ પણ તપાસ હેઠળનો મામલો મુલતવી રાખવાનો અથવા તો ગુન્હા બદલ સમાધાન (પતાવટ) કરવાનો અધિકાર છે.

# પ્રકરણ ૮ મું

---

## બીજાને નામે મિલ્કત ચઢાવવી

**કલમ ૧૬.** (૩) પ્રત્યેક વ્યકિતની આવકમાં નીચેની આવકનો સમાવેશ થશે.

સીધી રીતે અથવા આડકતરી રીતે મેળવેલી નીચેની આવક સ્ત્રીની અથવા સગીર બાળકની હોય તો

(૧) ધણી જે પેઢીમાં ભાગીદાર છે તેવી પેઢીમાં જો સ્ત્રી ભાગીદાર હોય તો તેવા ભાગની આવક.

(૨) બાપ જે પેઢીમાં ભાગીદાર છે તેવી પેઢીમાં તેનો સગીર બાળક ભાગીદાર હોય તો એવા ભાગમાંથી મેળવેલી આવક.

(૩) આવી વ્યકિતએ જો પોતાની કોઇ મિલ્કત સીધી અથવા આડકતરી રીતે પોતાની સ્ત્રી અથવા બાળકોના નામ ઉપર યોગ્ય બદલો મળ્યા સિવાય ચઢાવતાં એવી મિલ્કતમાંથી થયેલી આવક.

**નોંધ** – સ્ત્રીને અલગ રહેવા બદલ આપેલી મિલ્કત આમાં ગણવામાં આવશે નહી.

(૪) પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ રીતે સગીર (Minor) બાળકોના નામ ઉપર ચઢાવેલી મિલ્કતમાંથી થયેલી આવક (સગીર બાળકોમાં પરણેલી કન્યાનો સમાવેશ થતો નથી.)

(૫) એકાદ વ્યકિત; જેમાં પોતે, સ્ત્રી અને કોઇ ત્રાહિત શખ્સ એવી વ્યકિતની સંસ્થાના નામ ઉપર ચઢાવેલી મિલ્કતમાંથી થયેલી આવક જે પોતાના, સ્ત્રીના અથવા સગીર બાળકોના ફાયદા માટે યોજવામાં આવી હોય તે.

એકાદ વ્યકિતએ, પોતાની મિલ્કત બીજા કોઇના નામે ટ્રસ્ટ, સેટલમેન્ટ અથવા અન્ય કરારથી કરી હોય અને આવા ટ્રસ્ટ, સેટલમેન્ટ અથવા કરારને રદ્દ કરવાનો અધિકાર તેને હોય અથવા ન હોય, એવી મિલ્કત, જો નામ ઉપર ચઢાવી દેનારી વ્યકિતની માલિકીની રહેશે, તો આવી રીતે, બીજાના નામ ઉપર ચઢાવેલી મિલ્કતમાંથી થયેલી આવક, તેની (પ્રથમ વ્યકિતની) આવકમાં ગણવામાં આવશે. પરંતુ કરાર રદ્દ કરવાનો અધિકાર **૬ વર્ષની અંદર** નહિ હોય તો તે પેદાશ–બીજી વ્યકિતની ગણવામાં આવશે.

## બીજી પેદાશો.

**કલમ ૪૪. (ડી)** એકાદ બ્રિટિશ હિન્દુસ્થાનમાંની વ્યકિતએ પોતાને લાગુ થનાર કર વધુ આવશે, એ વિચારથી, તેમાંથી બચવા સારૂ પોતાની મિલ્કત બ્રિટિશ હિન્દુસ્થાનની બહારના રહેવાશીને અથવા તો જે સાધારણ રહેવાશી નથી એવા શખ્સને (ઘણું કરીને કંપનીના) નામે કરી પોતાનો વ્યાજબી કર ઓછો કરવાનો અથવા તો ખોટો કરવાનો પ્રયત્ન કરતાં, (કારણ કે આવી વ્યકિત અથવા તો કંપની બ્રિટિશ હદની બહાર હોવાના કારણે તેના ઉપર વ્યાજબી કર લાગુ કરી શકાય તેમ નથી.) અને આવી મિલ્કત બીજાના નામ ઉપર ચઢાવીને

તે મિલ્કતના નામે કોઇ પણ રૂપમાં દાખલા તરીકે કરજની રકમ લઇને, "આવી રીતે, આવકની આવક મળી અને કરનો બચાવ થયો" એમ કરવાનો પ્રયત્ન કરતાં, તે આવક પ્રથમ માલિકની છે એમ ગણવામાં આવશે. કેટલીક બાબતોમાં રકમો કરજ તરીકે ન લેતાં ત્યાંની મિલ્કતમાં વધારો થશે તો પણ આવક પ્રથમ શખ્સની સમજવામાં આવશે. આ કલમ, બ્રિટિશ હિન્દુસ્થાનમાં રહેનારા લોકો, બહારગામ ખાતે બનાવટી કંપનીઓ કાઢીને, પોતાની મિલ્કત ત્યાં સાચવીને, તે કંપની પાસેથી કરજ તરીકે પાછી વસુલ કરી વ્યાજબી કરમાંથી બચાવ કરવાનો પ્રયત્ન કરવાના બહાના સમાન છે. બહારગામ ખાતે કંપની હોવાના સબબે, ડીવીડંડ જાહેર કરવાની ફરજ પાડવાનો અધિકાર કોઇને ન હોવાથી, સુપર ટેક્ષમાંથી પણ આબાદ બચી જવાય છે. આ બધી બાબતો ઉપર અંકુશ મુકવા ખાતર કાયદામાં આ કલમ ઉમેરવામાં આવી છે.

**કલમ ૪૪.** (ઇ) જો એકાદ શખ્સે, પોતાની સીકયુરીટીઝ સ્ટોક અને શેરોનું વ્યાજ ડીવીડંડ લેતા પહેલાંજ, બીજા એકાદ શખ્સને આપી દીધેલ હોય, જેને, આવા વ્યાજની આવક બદલ કાંઇ પણ કર આપવાનો નથી; અથવા તો બહુજ ઓછો કર–આપવાનો છે, એવા બીજા શખ્સે વ્યાજ વસુલ કરી લીધા બાદ, એજ સીકયુરીટીઝ અથવા અન્ય એના જેવીજ સીકયુરીટીઝ વગેરે, પાછી ખરીદી લેવાના કરારથી, પહેલા શખ્સે વેચાણ કરતાં અને આવા વેચાણ ખરીદીના વ્યવહારના કારણે, પહેલા શખ્સની વ્યાજની આવક બીજા શખ્સની આવક ઠરે છે. **આવા વખતે તે વ્યાજ પહેલા શખ્સના વ્યાજ તરીકેજ સમજવામાં આવશે.** આવી જાતના વ્યવહારને અંગ્રેજી ભાષામાં

"બૉન્ડ વૉશિંગ" ના નામે ઓળખવામાં આવે છે, અને આવો વ્યવહાર જે લોકો જામીનગીરીઓ શેરો વગેરેની ખરીદી વેચાણનો ધંધો કરે છે, તેઓ તદ્દન સહેલાઇથી કરી શકે છે. આવી રીતે વ્યાજ સહિત જામીનગીરીઓના વેચાણના કારણે, તેમના પરના વ્યાજની આવક ઉપરના કરનો સહેલાઇથી બચાવ થઇ જાય છે. આવા વ્યવહારની આડે અંતરાય ઉભી કરી, વ્યાજબી કર વસુલ કરવા સારૂ, આ કલમ દાખલ કરવામાં આવી છે. જેમનો ધંધો આવી જામીનગીરીઓ વગેરેની ખરીદી તથા વેચાણનો છે તેમને આવી રીતે જમા થયેલા અથવા તો આપેલા વ્યાજમાં નફો નુકશાન આવતાં તે કરને યોગ્ય એવા નફામાં અથવા તો નુકશાન બાદ કરવામાં આવશે નહિ.

ઉપરની કલમોના આધારે, ઇન્કમટેક્ષ અમલદારને, આવી ખરીદી વેચાણના વ્યવહાર બદલ માહિતી પત્રક માગવાનો અધિકાર છે, અને એવું માહિતી પત્રક ૨૮ દિવસની અંદર ભરી મોકલવું જોઇએ. કોઇ સબળ કારણ સિવાય જો આવું માહિતી પત્રક મોકલાવવામાં ગફલત થઇ, તો ઇન્કમટેક્ષ ઓફિસરને એવા શખ્શનો રૂ. ૫૦૦) દંડ કરવાનો અધિકાર છે. આ દંડ દરરોજના રૂ. ૫૦૦) પ્રમાણે જ્યાં સુધી માહિતી પત્રક નહિ મળે ત્યાં સુધી, વધતોજ જશે.

**કલમ ૪૪. (એફ)** ઇન્કમટેક્ષ ઓફિસરો જે શખ્સ ઉપર સીકયુરીટીઝ શેરોમાં તેનો માલિકી હકક હોય તેવા ઉપર વ્યાજ તે વર્ષે તેને મળ્યું ન હોય કિંવા વ્યાજ મળ્યું હોય, તો તે વ્યાજ જો આ શેરો વગેરે ઉપર બીનીવાર વ્યાજ ચઢયું હોત, એના કરતા ઓછું હોય તો, અને આવા માણસની વાર્ષિક આકારણી

થયેલી હોય અથવા ન હોય આવી તમામ બાબતોનું પત્રક મોકલવા માટે નોટિસ મોકલશે. આવી નોટિસ મળ્યા બાદ ૨૮ દિવસની અંદર ઉપર મુજબ પત્રક મોકલાવી આપવું જોઇએ.

જો ઇન્કમટેક્ષ અમલદારને, આવી સીકયુરીટીઝ શેરોમાં વેચાણ ખરીદીના વ્યવહારના કારણે, વ્યાજબી કર જો તેના પર મીતીવાર વ્યાજ ગણી થયેલી રકમ મેળવી, જે કાંઇ થાય તે છુપાવ્યો છે, અથવા તો સેંકડે ૧૦ ટકા કરતાં વધુ છુપાવ્યો છે, (Avoided) એમ માલમ પડતાં તે મુડી પરનું વ્યાજ મીતીવાર આકારી, તે પેદાશ તેની છે, એમ સમજી તેના ઉપર આકારણી કરવામાં આવશે, પરંતુ કોઇએ ઇન્કમટેક્ષ અમલદારને, એવો વેચાણ ખરીદીનો વ્યવહાર કરમાંથી છુટવા સારૂં કર્યો નથી, પરંતુ સ્વાભાવિક રીતેજ થયેલો છે, અને પહેલાં પાછલાં ત્રણ વર્ષોમાં આવો ખોટો વ્યવહાર તેણે કર્યો નથી, એવું સાબિત કરી આપતાં ઉપરની કલમ તેને લાગુ પડશે નહિ. જો કોઇ પણ માહિતી પુરી નહિ પાડે તો ઇન્કમટેક્ષ અમલદારને આવા વ્યાજની આકારણી અંદાજથી કરવાનો અધિકાર છે.

આ કલમની રૂએ જે પત્રક મોકલાવવાની નોટિસ મળ્યા બાદ મુદ્દતની અંદર ૨૮ દિવસમાં તે પત્રક ન મોકલાવનાર ઉપર રૂ. ૫૦૦) સુધી દંડ કરવામાં આવશે અને તે દંડ જ્યાં સુધી માહિતી પત્રક નહિ મળે ત્યાં સુધી **દરરોજના રૂ. ૫૦૦) પ્રમાણે વધતોજ જશે.**

ઉપરની કલમો જો ઇન્કમટેક્ષ અને સુપરટેક્ષમાંથી છુટકારો મેળવવાના હેતુથીજ, ઉપર વર્ણન કર્યા મુજબનો વ્યવહાર કરનારનેજ લાગુ પડશે, આ સિવાય આ કલમોથી ગભરાવાનું કાંઇજ કારણ નથી.

---

# પ્રકરણ ૯ મું

---

## કર કાપી લેવાની જવાબદારી.

**કલમ ૧૮.** (૨) "પગારની બાબત નીચે," કરને યોગ્ય એવી કોઈ પણ રકમ આપવા બદલ જવાબદાર હોય એવા કોઈ પણ-માણસે, આવી રકમ આપતી વખતે (કર ભરવાને યોગ્ય એવા શખ્સની) વાર્ષિક આવક ઉપર લાગુ પડનારા સરેરાશ (એવરેજ) દરે, આપવાની રકમ ઉપર કર કાપી લેવો જોઈએ.

**કલમ ૧૮.** (૨ **અ**) પગારની બાબત નીચે કરને યોગ્ય એવી કોઈ પણ રકમ બ્રિટિશ હિન્દનો રહેવાશી નથી (Not resident in British India) એવા શખ્સને, પગાર આપવા જવાબદાર હોય એવા શખ્સે, રકમ આપતી વખતે વધુમાં વધુ દરથી કર કાપી લેવો જોઈએ.

**કલમ ૧૮.** (૩ **અ**) વ્યાજ અથવા અન્ય કોઈ પણ પ્રકારની રકમ જે કરને યોગ્ય છે, તે જો કોઈ પણ માણસને, બ્રિટિશ હિન્દુસ્થાનનો રહેવાશી ન હોય એવા શખ્સને આપવાની હશે, તો તે રકમ આપતી વખતે તે રકમ ઉપર વધારેમાં વધારે દરથી કર કાપી લેવો જોઈએ.

## પત્રક મોકલાવવું

**કલમ ૨૦.** (**અ**) કોઈ પણ શખ્સે, કોઈ પણ બીજા શખ્સને વ્યાજની રકમ પાછલા વર્ષમાં રૂ. ૪૦૦) અથવા રૂ. ૪૦૦) થી વધુ આપેલી હોય, તો તેમના નામ ઠામ દરેક વર્ષની ૧૫ મી જુનની અંદર

ઇન્કમટેક્ષ ઓફીસે નક્કી કરેલા ફોર્મની અંદર લખી (ભરી) ને તે પત્રક ઇન્કમટેક્ષ ઓફિસરને મોકલાવવું જોઇએ.

**કલમ ૩૮.** (૩) આ કલમ નીચે, ઇન્કમટેક્ષ ઓફિસરને અથવા તો એસિસ્ટન્ટ કમીશ્નરને, કોઇ પણ શખ્સે, બીજા શખ્સને ભાડા, વ્યાજ, આડત, દલાલી માલિકી હકકનું વેતન (રોયલ્ટી) અથવા એન્યુઇટી (પગારની નહિ એવી) વગેરે પ્રકારની રકમો રૂા. ૪૦૦) ની ઉપર હોય તો તે કોને આપી તેના નામઠામ વગેરે વિગેરે સહિત પત્રક માગવાનો અધિકાર છે. આવું પત્રક નોટિસ મળ્યા બાદ હાજર કરવું જોઇએ.

**કલમ ૧૮.** (૧–૨) ફક્ત સંયુકત કુટુમ્બના સભ્યોના નામ, પેઢીના ભાગીદારોનાં નામ અને ટ્રસ્ટીઓ તરફથી તેઓ કોને માટેના ટ્રસ્ટી છે તેમનાં નામ વગેરે તપસીલનું પત્રક માગવાનો અધિકાર છે.

**કલમ ૨૧.** પ્રત્યેક સરકારી સંસ્થાના નીયુકત–અમલદારે, પ્રત્યેક સ્થાનિક અધિકારીએ, **કંપનીના મુખ્ય અધિકારીએ, અને પ્રત્યેક ખાનગી ધણીએ** (માલિકે) એક લેખિત પત્રક ઠરાવેલા નમુના પ્રમાણે તૈયાર કરી પ્રત્યેક વર્ષના માર્ચ મહિનાની ૩૧ તારીખથી લઇને ત્રીસ દિવસની અંદર ઇન્કમટેક્ષ અમલદારને સુપ્રત કરવું જોઇએ. આ પત્રકમાં નીચેની હકીકત હોવી જોઇએ.

(૧) ૩૧ માર્ચે પુરા થનારાં વર્ષ માટે નોકરોને રૂ. ૨૦૦૦) કરતાં વધુ પગાર ચુકવાયો હોય એવા શખ્સોનાં નામ ઠામ તથા એવો પગાર કઇ કઇ તારીખે ચુકવ્યો તે તારીખો.

(૨) તથા ઉપર મુજબ ચુકવેલા પગારમાંથી કાપી લીધેલી કરની રકમ,

નવા કાયદા પ્રમાણે આવું પત્રક પ્રતિજ્ઞા-લેખ (Verification) સાથે મોકલાવવાનું છે.

## સમન્સ

કલમ ૩૭ મુજબ, ઇન્કમટેક્ષ ઓફિસર, એપેલેટ આસિ. કમીશ્નર અને કમીશ્નરને, કોઇ પણ આસામી (કર ભરનાર શખ્સ) અથવા તો તેમના સંબંધની બીજી કોઇ પણ વ્યકિતને સમન્સ કાઢીને બોલાવવાનો અધિકાર છે, તથા આ સંબંધમાં સને ૧૯૦૮ ના દીવાની કાયદા મુજબ એકાદ કોર્ટને જે અધિકાર છે તેજ અધિકાર ઉપરના અમલદારોને પણ છે એટલે કે;-

(૧) કોઇ પણ શખ્સને હાજર કરવો,

(૨) દસ્તાવેજ હાજર કરવાની ફરજ પાડવી;

(૩) સાક્ષીઓની તપાસ માટે કમીશન કાઢવું.

# પ્રકરણ ૧૦ મું

## વીમા કંપનીની આકારણી

**કલમ ૧૦** (૭) વીમા કંપનીઓની આવક નીચે મુજબ ઠરાવવામાં આવશેઃ-

**(अ)** પાછલા વર્ષમાં જમા થયેલી તમામ કાચી આવક અને તેમાંથી મેનેજમેન્ટ (વ્યવસ્થા) ખર્ચ બાદ જતાં બાકી રહેલી આવક.

જમા થયેલી કાચી આવક એટલે વ્યાજમાંથી, ડીવીડંડમાંથી, દંડ, ફી વગેરેમાંથી મળેલી તમામ આવક, પછી તે કોઇ પણ રીતથી મળેલી હોય. પરંતુ તેમાં પોલીસી હોલ્ડરો પાસેથી મળેલા વ્યાજ અથવા તો ડીવીડંડનો સમાવેશ થતો નથી. પરંતુ એન્યુઇટી બદલતાં અથવા ખરીદ કરતાં થયેલા નફામાંથી થયેલી આવક કરને પાત્ર ગણવામાં આવે છે. જ્યારે, જામીનગીરીઓ (સીક્યુરીટીઝ) વેચતાં જે નફો થાય છે, તે તેમાં ગણવામાં આવતો નથી. પરંતુ ઉપરની જમા રકમોમાંથી, વીમા કંપનીના વપરાશમાં આવનાર ઘર-મિલ્કતની એન્યુઅલ વેલ્યુએશન ગણવામાં આવશે; તથા કલમ ૯ માં જણાવ્યા મુજબ તેની ઉપરનો ખર્ચ-ખર્ચ ખાતે લેખવામાં આવશે.

મેનેજમેન્ટનો ખર્ચ એટલે ધંધા-નિમિત્તે આપવામાં આવેલું કમીશન સુધ્ધાં પરંતુ બોનસ અથવા અન્ય કોઇ પણ રકમ જે પોલીસી હોલ્ડરોને આપેલી હશે તે અથવા તો અનામત (રીઝર્વ) કરી હશે અથવા

સીક્યુરીટીઝ પરની નુકશાની અથવા ઘસારો (Depreciation). કલમ ૧૦ માં ગેરવ્યાજબી ગણી શકાય એવો ખર્ચ બાદ મળશે નહિ.

આ મેનેજમેન્ટ ખર્ચ નીચે આપેલી રકમોના કરતાં વધુ નજ હોવો જોઇએ.

(૧) પાછલા વર્ષમાંથી સીંગલ પ્રીમીયમની મળેલી રકમોના ૭ ૧/૨ ટકા

(૨) જે અન્ય લાઇફ પોલીસીના વાર્ષિક પ્રીમીયમના નંબર ૧૨ કરતાં ઓછા અથવા પ્રીમીયમ ભરવાનાં વર્ષો ૧૨ કરતાં ઓછાં હશે એવા પ્રત્યેક પ્રીમીયમના અથવા પ્રત્યેક વર્ષના પહેલા વર્ષના પ્રીમીયમના પાછલા વર્ષમાં જમા થયેલાના ૭ ૧/૨ ટકા

(૩) અન્ય લાઇફ પોલીસી પર મળેલ પહેલા વર્ષના પ્રીમીયમના પાછલા વર્ષમાં જમા થયેલાના ૮૫ ટકા

(૪) અને પાછલા વર્ષમાં જમા થયેલ સિંગલ પ્રીમીયમ પોલીસી બાદ કરી બાકીની સર્વ પોલીસીઓ ઉપરના બીજા પ્રીમીયમો ઉપર ૮ ૧/૨ ટકા

આ પ્રમાણે ઉપરની રકમો કરતાં મેનેજમેન્ટનો ખર્ચ વધુ હોવો ન જોઇએ.

(**બ**) જે વર્ષ માટે આકારણી કરવાની છે તે વર્ષનો પાછલી સાલમાં જે એક્ચ્યુરીઅલ વેલ્યુ મુજબ વાર્ષિક સરેરાશ નફો થયો હશે તે મુજબ તેવો નફો. પરંતુ તેની આગળના એક્ચ્યુરીઅલ વેલ્યુમાંનો નફો અથવા નુકશાન ગણવામાં આવેલ હોતાં તેમાંથી બાદ કરી ચોકખો નફો કાઢવામાં

આવશે અને તેમાં કલમ ૧૦ પ્રમાણે કાંઇ ગેરવ્યાજબી ખર્ચ હોય તો તે ઉમેરવામાં આવશે અને જે નફો આવશે તે ગણવામાં આવશે.

ઉપરની (अ) પદ્ધતિ મુજબ જે નફો આવશે અને (ब) પદ્ધતિ મુજબ જે નફો આવશે તે એની સરખામણી કરી જે વધારે હશે તે ગણવામાં આવશે.

ઉપરની પદ્ધતિમાં ગણાનારા વાર્ષિક સરેરાશ નફામાં નીચેની રકમો બાદ મળશે.

(अ) પોલીસી હોલ્ડરોના સંબંધમાં કરેલ ખર્ચ અથવા તેમને આપેલી અથવા તેમના સારૂ ખર્ચ કરવા માટે રીઝર્વ (અનામત) કરેલી રકમોની અરધી રકમ પરંતુ આવી રીતે પહેલાંનો નફો કાઢતી વખત પહેલાંની વેલ્યુએશનમાંની રકમોમાંથી એવી રકમ આપેલી હોય તો તેમનો વિચાર કરવામાં આવશે નહિ, અને જો (अ) માં દર્શાવેલી રકમ જે પોલીસી હોલ્ડરો માટે રીઝર્વ તરીકે રાખવામાં આવી છે અને **તેમાંથી અરધી રકમ બાદ મળેલી** છે આવી રકમ જો રીઝર્વમાંથી કાઢી નહિ હોય, અથવા તો તેમના માટે ખર્ચ કરી નહિ હોય અથવા તો ખર્ચ ન કરવાનો ઠરાવ કર્યો હશે, તો આવી રકમોની અરધી રકમ નફામાં ઉમેરી દેવામાં આવશે.

(ब) એકાદ રકમ સીક્યુરીટીઝના નુકશાન તરીકે લખેલી હશે, અથવા રીઝર્વ કરી હશે અથવા એકચ્યુએરીઅલ વેલ્યુ માટે ગણી હશે તો તે રકમ બાદ મળશે અને તેજ પ્રમાણે એકાદ રકમ સીક્યુરીટીના વધારા તરીકે ઉપર મુજબ જમાં થઇ હશે અથવા નફામાં ગણી હશે, તો તે રકમ

નફા તરીકે ગણવામાં આવશે. પરંતુ પાર્ટીસિપેટીંગ પોલીસી હોલ્ડરોને આપવાનું બોનસ તથા બીજી નુકસાની વગેરેની બાબતો (Contingencies) સંબંધી સાધક બાધક સર્વ હકીકતનો વિચાર કરી તપાસને અંતે સુપરિન્ટેન્ડન્ટ ઓફ ઇન્સ્યુરન્સને પુછીને ઇન્કમટેક્ષ ઓફિસરને સીકયુરીટીઝની કીમત અને આઉટસ્ટેન્ડીંગ પોલીસીની આપવાની રકમ નકકી કરતાં (Determining) ઉપયોગમાં લીધેલા વ્યાજનો દર અને બીજી બાબતો (Facts) આમાં સરખાપણું ન દેખાતાં સીકયુરીટીઝના ઘસારા અથવા વધારાની રકમમાં ફેરફાર કરી યોગ્ય અને ન્યાયને અનુસરીને આવી રીતે નફામાં વધારો કરવામાં આવશે.

(क) સેન્ટ્રલ ગવર્મેન્ટની કર–માફી વાળી સીકયુરીટીઝ ઉપરનું સર્વ વ્યાજ બાદ મળશે.

જે વર્ષે વાર્ષિક સરેરાશ નફો ગણી આકારણી કરવામાં આવશે તે વર્ષે સીકયુરીટીઝના વ્યાજ ઉપર આપેલી કરની રકમ કલમ ૧૮ (૫) મુજબ એટલે કે પાછલા વર્ષમાં કાપી લીધો હશે એટલો કર બાદ ન દેતાં, વાર્ષિક સરેરાશ મુજબ જે કર દેવામાં આવ્યો હશે તેટલોજ ગણવામાં આવશે.

જીંદગીના વીમા સિવાયના અન્ય વીમાના ધંધાના નફા નુકસાન તેમના વાર્ષિક નફા નુકસાનના પત્રક મુજબ જે પત્રક સને ૧૯૩૮ ના ઇન્સ્યુરન્સ કાયદા મુજબ સુપરિન્ટેન્ડન્ટ ઓફ ઇન્સ્યુરન્સને મોકલાવવામાં આવે છે તે પ્રમાણે નફામાં અગર નુકસાનીમાં કલમ ૧૦ મુજબ ગેરવ્યાજબી ખર્ચ બાદ કરી નફો ગણવામાં આવશે. સીકયુરીટીઝના નુકસાન અથવા વધારાના સંબંધમાં ઉપર જણાવ્યા પ્રમાણે

જીંદગીની વીમા કંપનીઓને જે નિયમો લાગુ પડે છે તેજ નિયમો અહીં પણ લાગુ થાય છે.

જો વીમા કંપનીઓ બ્રિટિશ હિન્દુસ્થાનમાંની કંપનીઓ ન હોય, ને તેમની શાખા હિન્દુસ્થાનમાં છે, એવી કંપનીઓના બ્રિટિશ હિન્દુસ્થાનમાંના નફા અથવા નુકસાનીને લગતો જુદો તથા બરોબર જમા ખર્ચ નહિ હોય તો, દુનિયાના પ્રીમીયમની તથા બ્રિટિશ હિન્દનાં પ્રીમીયમની જે સરેરાશ (Proportion) તેજ સરેરાશ દુનિયાની આવકની તથા બ્રિટિશ હિન્દુસ્થાનની આવકની રહેશે. નૉન રેસીડન્ટ કંપનીઓના વાર્ષિક જગત્‌ની આવક કાઢવા સારૂ ઉપરના સર્વ નિયમો લાગુ પાડવામાં આવશે. ઉપરના સર્વ નિયમ મ્યુચ્યુઅલ ઇન્સ્યુરન્સ કંપનીઓને પણ લાગુ પડે છે.

---

# પ્રકરણ ૧૧ મું

## કરની આકારણી

**પાછળના**ં સર્વ પ્રકરણોમાં કઇ આવક કરને યોગ્ય છે અને કઇ આવક કર–યોગ્ય નથી, આવક કઇ રીતે ગણવી, કયા લોકોને કયો કર લાગુ પડે છે એ બધું—જોયા બાદ કરોના દર તથા આકારણી વિશેની માહિતી જરૂરની છે.

જુની પદ્ધતિ મુજબ રૂા. ૨૦૦૦)થી વધુ કરને યોગ્ય એવી આવક હોય તો કર લાગુ પડતો હતો અને રૂા. ૫૦૦૦) સુધી રૂપિયે ૬ પાઇ અને રૂા. ૫૦૦૦) થી રૂા. ૧૦૦૦૦) સુધી રૂપિયે ૯ પાઇ એવી રીતે ક્રમશઃ આવકના વધારા મુજબ કરનો પણ વધારો થતો હતો. પરંતુ આ પદ્ધતિ કાંઇક અનિયમિત લાગતાં નવી પદ્ધતિ ચાલુ કરી છે તેને સ્લેબ સીસ્ટમ કહેવામાં આવે છે અને નીચે મુજબ પ્રત્યેક વર્ષના દર જે ફાયનાન્સ બીલની રૂએ નક્કી થાય તે દર રહેશે. હાલમાં ચાલુ દર નીચે આપવામાં આવેલ છેઃ—

## ઇન્કમટેક્સ

વાર્ષિક રૂા. ૨૦૦૦)ની આવક સુધી કાંઇ પણ કર નથી. બે હજારની ઉપર ગમે તેટલી આવક હોય તેના ઉપર નીચે મુજબ કરની આકારણી કરવામાં આવશેઃ—

| આવક | | દર |
|---|---|---|
| પહેલા | રૂ. ૧૫૦૦ | કાંઇ પણ નહિ |
| બીજા | રૂ. ૩૫૦૦ | દર રૂપીએ ૯ પાઇ |
| ત્યારપછી | રૂ. ૫૦૦૦ | ,, ,, ૧ આનો ત્રણ પાઇ |
| ,, | રૂ. ૫૦૦૦ | ,, ,; ૨ આના |
| ત્યારબાદ ગમે તેટલી આવક ઉપર | | ,, ,, ૨ આના ૬ પાઇ પ્રમાણે |

રૂ. ૨૦૦૦] કરતાં થોડીક વધુ આવક ઉપર જે રકમ વધુ, એ હજાર કરતાં ઉપર ગઇ હશે તે રકમનો અરધો ભાગ (અડધી રકમ કર તરીકે) આપવો પડશે. આવી આવકની લીમીટ રૂ. ૨૦૫૦ સુધી છે.

કંપનીની તમામ આવક ઉપર દર રૂપીયે બે આના છ પાઇ કર.

## સુપરટેકસ

| | | |
|---|---|---|
| પહેલા | રૂ. ૨૫,૦૦૦ | કાંઇ પણ નહિ |
| પછીના | રૂ. ૧૦,૦૦૦ | દર રૂપીયે ૧ આનો |
| ,, | રૂ. ૨૦,૦૦૦ | ,, ૨ આના |
| ,, | રૂ. ૭૦,૦૦૦ | ,, ૩ આના |
| ,, | રૂ. ૭૫,૦૦૦ | ,, ૪ આના |
| ,, | રૂ. ૧,૫૦,૦૦૦ | ,, ૫ આના |
| ,, | રૂ. ૧,૫૦,૦૦૦ | ,, ૬ આના |
| તે પછી ગમે તેટલી આવક ઉપર | | ,, ૭ આના |

કંપનીની તમામ આવક ઉપર દર રૂપીયે ૧ આનો.

જીંદગીના વીમાનાં પ્રીમીયમની રકમ પ્રત્યેક વ્યક્તિની આવકનો ૧/૬ ભાગ સુધી અને તે પ્રીમીયમ રૂા. ૬,૦૦૦) કરતાં વધુ ન હોવું જોઇએ, સંયુક્ત હિન્દુ કુટુમ્બના સંબંધમાં ૧/૬ ભાગ સુધી પણ તે પ્રીમીયમ રૂા. ૧૨૦૦૦) થી વધારે નહોવું જોઇએ.

અત્યાર સુધી કોઇ પત્નિને પોતાના પતિના વીમાની રકમ પોતાની આવકમાંથી બાદ મળતી નહી જે હવેથી મળશે.

**નોંધ**:—વીમાની રકમ એવરેજ રેટથી મજરે મળશે.

## નૉન રેસીડન્ટ તથા પરદેશીની આકારણીના દરો

**કલમ ૧૭.** બ્રિટિશ હિન્દનો રહેવાશી ન હોય એવા લોકોના કરની બાબતમાં બે ભાગ કરવામાં આવ્યા છે.

૧ દેશી રાજ્યોના અને બ્રિટિશ ડુમીનીયન્સમાં રહેનારાઓ.

આવા લોકોની બ્રિટિશ હિન્દમાંની આવક અને તેમની દુનીયાની તમામ આવક તેમાં મેળવી એવી સર્વ આવક ઉપર જે કર થશે તેનું દુનીયાની બીજી આવકનું તથા બ્રિ. હિન્દમાંની આવકનું જે પ્રમાણ થશે તે પ્રમાણ મુજબ ભાગ પાડી તેટલો ઇન્કમટેક્સ લેવામાં આવશે. દાખલા તરીકે જો એક શખ્સની બ્રિ. હિન્દમાંની આવક રૂા. ૧૦૦૦) હોય અને બીજી જગ્યાની આવક રૂા. ૪૦૦૦) હોય તો રૂા. ૫૦૦૦) ઉપર જે કર થશે તે કાઢવામાં આવશે એટલે કે—રૂા. ૫૦૦૦−૧૫૦૦=રૂા. ૩૫૦૦ ઉપર ૯ પાઇ પ્રમાણે રૂા. ૧૬૪ થયા અને આવકનું પ્રમાણ ૧૦૦૦/૪૦૦૦ છે તો કર ૧૬૪/૪=રૂા. ૪૧. બ્રિટીશ હિન્દુસ્થાનમાંની રૂા. ૧૦૦૦) આવક ઉપર કર રૂા. ૪૧) આપવો પડશે.

આ બાબત ભારે મહત્ત્વની છે કારણકે બ્રિટીશ હિન્દમાંના વ્યાપારીને બહારના એવા લોકોને વ્યાજ, પગાર વગેરે ચુકવતાં તેના પર એક તો વધુમાં વધુ દરે કર કાપી લેવો જોઇએ, અથવા તો એમની વતી એજન્ટ બની કર આપવા જોખમદાર રહેવું જોઇએ. એજન્ટ તરીકે કર નક્કી કરતાં તે બહારના માણસનું દુનિયાની અને બ્રિટીશ હિન્દની આવકનું ફોર્મ ભરી મોકલાવવું જોઇએ. અને તેની. ઉપર જણાવ્યા મુજબ આકારણી થશે. ત્રીજો માર્ગ એટલે આવી રકમોના સંબંધમાં કલેઇમ કરવાનો નહી.

ઉપરની કલમ ૧ મુજબ રહેવાશી ન હોય, એવા બીજા દેશોના લોકોની આવક ઉપર વધારેમાં વધારે દરથી ઇન્કમટેક્ષ વસુલ કરવામાં આવશે. જ્યારે સુપરટેકસ ઉપરની કલમ ૧ તથા કલમ ૨ માં જણાવેલ લોકોના સુપરટેકસ માટે એકજ નિયમ છે અને તે કલમ ૧૭ માં જણાવ્યા મુજબ જેવી રીતે આખી દુનિયાની આવક પરથી પ્રમાણુ કાઢી ઇન્કમટેક્ષ આકારવામાં આવે છે તે પ્રમાણે સુપરટેક્ષ પણ આકારવામાં આવશે.

---

# પ્રકરણ ૧૨ મું

---

## રીફંડ

**કલમ ૪૮.** કોઇ પણ શખ્સ પાસેથી તે શખ્સને યોગ્ય એવો કર ન લેતાં વધારે કર અથવા તો તેની આવકને લાગુ થનારા કર કરતાં વધારે કર લેવામાં આવ્યો હશે તો તે બાબતમાં ઇન્કમટેક્ષ ઓફિસરને અરજી કરી એવા વધુ અપાઇ ગયેલા કરની માગણી કરી શકાય છે. જુના કાયદા પ્રમાણે, એક વર્ષની અંદર રીફંડ બાબતની માગણી કરી શકાતી હતી, પરંતું હવે આ મુદત **ચાર વર્ષ**ની કરવામાં આવી છે.

ડીવીડંડ અને સીકયુરીટીઝના વાઉચરો ઇન્કમટેકસ ઓફીસમાં રીફન્ડની અરજી સાથે મોકલ્યા સિવાય રીફન્ડ મળશે નહી.

જે વ્યકિત રેસીડન્ટ નથી તેમને ઇન્કમટેકસ ઓફીસર નોન-રેસીડન્ટ રીફન્ડ સરકલ મુંબઇ, ને રીફન્ડની અરજી કરવાથી રીફન્ડ મળશે.

**કલમ ૪૯.** કોઇ શખ્સે પોતાની આવકના કોઇ પણ ભાગ સંબંધી કોઇ વર્ષ માટે હિન્દુસ્થાનનો આવક–વેરો દીધો હશે, એવો કોઇ પણ માણસ ઇન્કમટેક્ષ અમલદારની ખાત્રી કરી આપશે કે પોતાની આવકના **તેજ ભાગ ઉપર** તેણે તેજ વર્ષ માટેનો યુનાઇટેડ કીંગડમ–કર, ડોમીનીયન–કર અથવા દેશી રાજ્યોનો કર ભરેલો છે, તો આવા કરના સંબંધમાં કાયદા પ્રમાણે રીલીફ (રાહત) મળશે. ઘણાં ખરાં દેશી રાજ્યો (**સંસ્થાનો**) જ્યાં ઇન્કમટેક્ષ આકારવામાં આવે છે, એવાં

સંસ્થાનો અને હિન્દી સરકાર વચ્ચે કોલકરાર થઇને બન્ને બાજુએથી રાહત (રીલીફ) મળવાની ગોઠવણ કરવામાં આવી છે. આ ગોઠવણથી એકજ શખ્સ ઉપર બમણો કર પડતો નથી. જો તે સંસ્થાનમાં આવી જાતની ગોઠવણ ન હોય તો તે માત્ર જુદી વાત છે. આવા પ્રસંગ માટે એવા બમણા કરના સંબંધમાં અરધી રકમ પાછી આપવા (રીફંડ કરવા) બાબત નવી કલમ ૪૯ (ડી) માં ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

## કરની રકમ મુદતની અંદર ન ભરવાથી થનાર દંડ

**કલમ ૪૬.** જ્યારે આવક ઉપરનો કર ભરવાની નોટીસ આવે છે ત્યારે તે નોટીસ પ્રમાણેની મુદતમાં અથવા તો વધારી આપેલી મુદતમાં કરની રકમ ન ભરતાં ઇન્કમટેક્ષ ઓફીસર, કરની રકમ જેટલીજ રકમ પર્યન્ત (સુધી) નો દંડ કરી શકશે. આવા દંડને માફ કરવાની સત્તા હવેના કાયદા મુજબ ઇન્કમટેક્ષ ઓફીસરને નથી. આટલું કરતાં પણ કરની રકમ ન ભરાતાં ઇન્કમટેક્ષ ઓફીસરને જપ્તીનું વોરન્ટ કાઢીને અથવા તો ડીસ્ટ્રીકટ કલેકટર માર્ફત મિલ્કતનું લીલામ કરી કરની રકમ દંડ સહિત વસુલ કરવાનો અધિકાર છે.

---

# પ્રકરણ ૧૩ મું

---

## અપીલ

**જુના** કાયદા પ્રમાણે, ઇન્કમટેક્ષ ઓફીસરના ચુકાદા વિરૂધ્ધ એસિસ્ટન્ટ કમીશ્નર આગળ 'અપીલ' કરવાનો અધિકાર હતો. પરંતુ એસિસ્ટન્ટ કમીશ્નર ઉપર, ઇન્કમટેક્ષ ખાતાના ઉપરી અધિકારી તરીકેની જવાબદારીઓ હોવાના કારણે, યોગ્ય ન્યાય મળતો નહતો, એવી જાતની ફરિયાદ ઘણીવાર કરવામાં આવતી હતી. એ ફરિયાદ પરથી, નવા કાયદામાં, એસિસ્ટન્ટ કમીશ્નરના કામના બે વિભાગ પાડવામાં આવ્યા છે. ઇન્સ્પેકટીંગ એસિસ્ટન્ટ કમીશ્નર અને એપેલેટ એસિસ્ટન્ટ કમીશ્નર, ઇન્સ્પેકટીંગ એસિસ્ટન્ટ કમીશ્નર ઇન્કમટેક્ષના ખાતાના કામ ઉપર દેખરેખ રાખશે અને એપેલેટ એસિસ્ટન્ટ કમીશ્નર ફકત અપીલોની સુનાવણીને લગતા કામકાજ ઉપર ધ્યાન આપશે.

**કલમ ૩૦.** કર ભરવાને પાત્ર એવા કોઇ પણ શખ્સની, તેના ઉપર કલમ ૨૩ અથવા તો કલમ ૨૭ પ્રમાણે નક્કી કરવામાં આવેલા કરની રકમ બદલ, અથવા દર બદલ અથવા તો કલમ ૨૪ મુજબ નક્કી કરેલી નુકસાનીની રકમ બદલ, અથવા તો પોતાની, નવા કાયદા મુજબ કર ભરવા યોગ્ય આવક નથી, એમ જેનું કહેવું છે, અથવા તો કલમ ૨૭ મુજબ ફરીથી આકારણી કરવાનો, જેને, ઇન્કમટેક્ષ અમલદારે ઇન્કાર કરી દીધો છે અથવા તો મજકુર અમલદાર તેની વિરૂધ્ધ કલમ ૨૫ (૨) કલમ ૨૮, કલમ ૪૪ (ઇ), ૪૪ (એફ) અથવા તો કલમ ૪૬ (૧) મુજબ

કરેલા દંડના હુકમ બાબત, જેનો વિરોધ હશે, એવા હુકમની વિરૂધ્ધ તેને એપેલેટ એસિસ્ટન્ટ કમીશ્નર આગળ અપીલ કરવાનો અધિકાર છે. ઇન્કમટેક્ષ ઓફિસરે કલમ ૪૮ અથવા ૪૯ મુજબ યોગ્ય રીફંડ નહિ આપ્યું હોય તો આ કલમ મુજબ અપીલ કરવાનો અધિકાર છે.

પરંતુ કલમ ૪૬ (૧) મુજબ (અર્થાત્ કર વખતસર ન ભરવાના કારણે કરેલા)ના દંડ માટે કરની રકમ ભર્યા સિવાય અપીલ કરવાનો અધિકાર નથી.

**નોંધ:**—પેઢીમાંના ભાગીદારે પેઢીની અપીલ ન કરી હોય તો પેઢીમાંના પોતાના ભાગ બાબત અપીલ કરવાનો અધિકાર નથી.

વાંધો ઉઠાવેલ આકારણી અથવા દંડ બાબત માંગણીની નોટિસ મળ્યા બાદ અથવા તો કલમ ૨૭ પ્રમાણે આકારણી કરવાનો ઇન્કાર કર્યાની તારીખથી, અથવા તો કલમ ૪૮ અને ૪૯ મુજબ કરેલા હુકમના સમન્સ મળ્યાના દિવસથી લઇ, ૩૦ દિવસની અંદર અપીલ કરી દેવી જોઇએ. પરંતુ અપીલ કરનાર, તે મુદત દરમ્યાન અપીલ ન કરવા માટેના યોગ્ય કારણો હતાં, એમ દેખાડે અને તેવી એપેલેટ એસિસ્ટન્ટ કમીશ્નરની ખાત્રી થઇ જાય, તો મુદત પુરી થયા પછી પણ તેને અપીલ દાખલ કરવાનો અધિકાર છે.

આ અપીલ ઠરાવેલા નમુના મુજબ હોવી જોઇએ અને તેના ઉપર કાયદાસર કોર્ટ ફી સ્ટેમ્પ લગાડેલો હોવો જોઇએ. અને ઠરાવેલી રીતેજ તેના પર પ્રતિજ્ઞા–લેખ–(Verification) કરેલો હોવો જોઇએ. એપેલેટ એસિસ્ટન્ટ કમીશ્નરને અપીલની સુનાવણી મુલતવી રાખવાનો અધિકાર છે. તેમજ કોઈ પણ અપીલનો નિકાલ કરવા પ્હેલાં પોતાને

યોગ્ય જણાય તેવી વધુ તપાસ અથવા તો ચોકસાઇ કરવાનો અથવા ઇન્કમટેક્ષ ઓફિસર માર્ફત ચોકસાઇ કરાવવાનો અધિકાર છે. અપીલનો નિકાલ કરતી વખત એપેલેટ એસિ. કમીશ્નરને આકારણીના અથવા તો દંડના હુકમ બાબત આકારણી કાયમ કરવાનો, ઓછી કરવાનો અથવા તો રદ કરવાનો અધિકાર છે. નવા કાયદા મુજબ ઇન્કમટેક્ષ ઓફિસરને અપીલ વખતે પોતાના મુદ્દા રજુ કરવાની સત્તા આપવામાં આવી છે.

**કલમ ૩૨.** એપેલેટ એસિસ્ટન્ટ કમીશ્નરે કલમ ૨૮ મુજબ કરેલા હુકમ બદલ અથવા કલમ ૩૧ પ્રમાણે આકારણી વધારવાના કરેલા હુકમ બાબત વાંધો ઉઠાવવાનો, કોઇ પણ કર ભરનાર શખ્સને, એવો હુકમ કર્યાના ૩૦ દિવસની અંદર કમીશ્નર આગળ અપીલ કરવાનો અધિકાર છે. અપીલનો નિકાલ કરતી વખત કમીશ્નરને અપીલ કરનારને જે કાંઇ કહેવું હોય તે કહેવાનો પૂરેપૂરો અવસર દીધા બાદ, તે સંબંધમાં પોતાને વ્યાજબી જણાય તેવો હુકમ કરવાનો અધિકાર છે.

**કલમ ૩૩.** કમીશ્નરને પોતાના હાથ નીચેના કોઇ પણ અધિકારીએ ચલાવેલા કોઇ પણ કામકાજને લગતા કાગળપત્રો માગવાનો અધિકાર છે. સદરહુ કાગળ પત્રો મળ્યા બાદ કમીશ્નરને વ્યાજબી લાગે તેવી તપાસ કરવાનો અથવા તો કરાવવાનો અને તેને અનુસરીને પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાનો અધિકાર છે. માત્ર આકારણી વધારવાનો હુકમ કરવાનો હોય તો જે શખ્સ ઉપર આવો હુકમ કરવાનો હોય તે શખ્સનું કહેવું પૂરેપૂરૂં સાંભળી લેવાનો અવસર તેને આપવો જરૂરી છે.

ઉપરની કલમ ૩૨ તથા ૩૩ વધુમાં વધુ માર્ચ ૧૯૪૧ પર્યન્ત અમલમાં રહેશે. કારણ કે બે વર્ષની અંદર 'એપેલેટ ટ્રીબ્યુનલ' નીમવામાં આવનાર છે, અને આવું એપેલેટ ટ્રીબ્યુનલ નીમવામાં આવ્યા બાદ **કલમ ૩૨ રદ્દ કરવામાં આવશે** અને કલમ ૩૩ નો અમલ નીચે જણાવ્યા મુજબ થશે.

**કલમ ૩૩.** કરને પાત્ર હોય એવા કોઇ પણ શખ્સની તેના ઉપર કલમ ૨૮ અથવા ૩૧ ના આધારે એપેલેટ એસિસ્ટન્ટ કમીશ્નરે કરેલા હુકમ બાબત તકરાર (વાંધો) હશે તો એવા શખ્સે એવો હુકમ મળ્યાના દિવસથી **૬૦ દિવસ**ની અંદર એપેલેટ ટ્રીબ્યુનલ આગળ અપીલ કરવી જોઇએ. તેમજ ઇન્કમટેક્ષ કમીશ્નરને, એપેલેટ એસિસ્ટન્ટ કમીશ્નરે કરેલા હુકમ બાબત વાંધો ઉઠાવવાનો હશે, તો એવો હુકમ કર્યાના ૬૦ દિવસની અંદર "ટ્રીબ્યુનલ" આગળ અપીલ કરવા બાબત ઇન્કમટેક્ષ ઓફિસરને સુચના આપવાનો અધિકાર છે.

અપીલ ઠરાવેલા નમૂના મુજબ હોવી જોઇએ અને ઠરાવેલી રીત મુજબ તેના પર પ્રતિજ્ઞા-લેખ કરેલો હોવો જોઇએ, અને તેની સાથે રૂ. ૧૦૦) ફી તરીકે મોકલાવવા જોઇએ. ત્યારપછી એપેલેટ ટ્રીબ્યુનલ બન્ને પક્ષને બરાબર સાંભળી લેવાનો અવસર આપ્યા બાદ પોતાનો ચુકાદો નક્કી કરશે અને તે ચુકાદાની નકલ એક આસામીને તથા એક કમીશ્નરને મોકલાવશે. એપેલેટ ટ્રીબ્યુનલનો નિકાલ કલમ ૬૬ (હાઇકોર્ટ આગળ અપીલ) સિવાય છેવટના ચુકાદા તરીકે લેખાશે.

## "એપેલેટ ટ્રીબ્યુનલ"

એપેલેટ ટ્રીબ્યુનલમાં જેટલા જ્યુડીશીયલ મેમ્બરો હશે તેટલાજ એકાઉન્ટ ખાતાના મેમ્બરો પણ હશે. સેન્ટ્રલ ગવર્મેન્ટ (મધ્યસ્થ

સરકાર) જ્યુડીશીયલ અને એકાઉન્ટસના એવા દશ મેમ્બરોનું એક ટ્રીબ્યુનલ (પંચ) નીમશે. જ્યુડીશીયલ મેમ્બરોમાં જેણે ડીસ્ટ્રીકટ જજનું કામ કર્યું હશે અથવા તો ડીસ્ટ્રીકટ જજના ઓધ્ધા માટે જે લાયકાત (કવોલિફિકેશન)ની જરૂરીયાત હશે એવી લાયકાત ધરાવનાર શખ્સ મેમ્બર થઇ શકશે. જ્યારે એકાઉન્ટસ ખાતાના મેમ્બરોમાં જેણે ૭ વર્ષ કરતાં વધુ વર્ષો સુધી રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટ તરીકે કામ કર્યું હશે તેવા શખ્સ મેમ્બર થઇ શકશે. પરંતુ સેન્ટ્રલ ગવર્મેન્ટને, એકાઉન્ટ મેમ્બર ઉપર જણાવેલ દરજ્જાનો નહિ હોય તો પણ તે કામ માટે સારી યોગ્યતા ધરાવનારને પણ નીમવાનો અધિકાર છે. સેન્ટ્રલ ગવર્મેન્ટ જ્યુડીશીયલ મેમ્બરમાંથી એકને પ્રેસીડન્ટ (પ્રમુખ) તરીખે નીમશે, અને જુદા જુદા બેન્ચ નીમવામાં આવશે. પ્રત્યેક બેન્ચમાં જેટલા જ્યુડીશીયલ મેમ્બર તેટલાજ એકાઉન્ટ મેમ્બરો રહેશે. અને જે પ્રમાણે વધુ મત પડશે તે મુજબ ચુકાદો અપાશે. જ્યારે સરખા મતો પડશે ત્યારે તે મતભેદ બદલ પ્રેસીડન્ટ આગળ કેસ રજુ કરવામાં આવશે. ત્યારબાદ પ્રેસીડન્ટ બીજા મેમ્બરને તે કામ સુપ્રત કરશે અને વધુ મત મુજબ ચુકાદો આપવામાં આવશે. બેન્ચ પોતાના કામકાજ તથા તેના સ્થળ સંબંધી પોતાનો કાર્યક્રમ (પ્રોગ્રામ) નક્કી કરવાને મુખત્યાર છે.

## હાઇકોર્ટ રેફરન્સ

જ્યારે કોઇ શખ્સને, અથવા કમીશ્નરને એપેલેટ ટ્રીબ્યુનલના ચુકાદા વિરૂધ્ધ વાંધો ઉઠાવવાનો હશે, ત્યારે એવો શખ્સ (Assessee) રૂ. ૧૦૦)ની ફી સાથે અરજી કરી, અથવા તો કમીશ્નર, આવા ચુકાદાની તારીખથી ૬૦ દિવસની અંદર, એપેલેટ ટ્રીબ્યુનલને એવા હુકમના અંગે ઉભા થનારા કાયદાના પ્રશ્ન બાબત હાઇકોર્ટને લખી મોકલાવવાનું

કહેશે, અને ત્યારબાદ ૯૦ દિવસની અંદર તે સંબંધમાં પોતાના અભિપ્રાય સાથે તે પ્રકરણ (કેસ) હાઇકોર્ટને મોકલાવવું જોઇએ. જો એપેલેટ ટ્રીબ્યુનલે આવું પ્રકરણ હાઇકોર્ટને મોકલવાનો ઇન્કાર કર્યો હોય, તો તે ઇન્કાર બાબતની નોટિસ મળ્યા બાદ ૩૦ દિવસની અંદર (Assessee) પોતાની અરજી પાછી ખેંચી લે, તો રૂ. ૧૦૦) ની ભરેલી ફી પાછી મળશે.

જો એપેલેટ ટ્રીબ્યુનલ આવા પ્રકરણોમાં કાયદાનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી એમ કહીને તે પ્રકરણ હાઇકોર્ટ આગળ મોકલાવવાનો અસ્વીકાર કરશે, તો એવા અસ્વીકાર બાબતની નોટિસ મળ્યાના ૬ મહિનાની અંદર એવા શખ્સે અથવા તો કમીશ્નરે હાઇકોર્ટને અરજી કરવી, અને એવી અરજી કર્યા બાદ એપેલેટ ટ્રીબ્યુનલનો ચુકાદો અયોગ્ય લાગતાં હાઇકોર્ટ એવો મામલો પોતાની આગળ રેફરન્સ માટે મોકલાવવાની ટ્રીબ્યુનલને ફરજ પાડશે.

જો એપેલેટ ટ્રીબ્યુનલ મુદતની અંદર અરજી ન કરવાના કારણે મામલો હાઇકોર્ટને સુપ્રત કરવાનો ઇન્કાર કરે તો બે મહિનાની અંદર હાઇકોર્ટને અરજી કરવી જોઇશે અને હાઇકોર્ટને એપેલેટ ટ્રીબ્યુનલનો ચુકાદો અયોગ્ય લાગતાં અરજી મુદતની અંદર છે એવું સમજીને તે મજકુર કોર્ટ આગળ રજુ કરવાની ફરજ પાડશે.

ત્યારબાદ આવી રીતે હાઇકોર્ટ રેફરન્સ માટે મોકલાવવામાં આવેલા કેસો બાબત હાઇકોર્ટ બન્ને પક્ષોને સાંભળી લીધા બાદ પોતાનો ચુકાદો આપી તે ચુકાદાની સહી સિક્કાવાળી નકલ એપેલેટ ટ્રીબ્યુનલ આગળ મોકલાવશે અને એપેલેટ ટ્રીબ્યુનલ તે ચુકાદા મુજબ અમલ બજાવણી કરશે.

---

# પ્રકરણ ૧૪ મું

---

## પ્રતીનીધી (Representative)

**કલમ ૬૧.** કોઇ વ્યકિત પોતે ઇન્કમટેક્ષ ઓફીસમાં હાજર ન થતાં, પોતાના વતી પ્રતીનીધી તરીકે, પોતાના સગા, અગર પોતાના માણસ (મેતાજી-મુનીમ) અગર એકાઉન્ટન્ટ (રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટો અને રીસ્ટ્રીકટેડ સરટીફાઇડ એકાઉન્ટન્ટો) અગર ઇન્કમટેક્ષનું કામ કરનારને (જે તા. ૩૧-૩-૩૮ પહેલાં અસીલો વતી ઇન્કમટેક્ષ ઓફીસમાં કામ કરતા હોય તેવા ઇન્કમટેક્ષ એક્ષપર્ટો) મોકલી શકશે. પણ તેવાઓને કાયદાસરનો પાવર (લેટર ઓફ ઓથોરીટી રૂા. ૨) ના સ્ટેમ્પ પેપર ઉપર) હોવો જોઇએ, અગર વકીલ (જે કોઇ પણ કોર્ટમાં વકીલાત કરવાની લાયકાત ધરાવે છે તેવા) ઉભા રહી શકશે તેઓને પણ કાયદાસરનું મુખત્યારનામું (લેટર ઓફ ઓથોરીટી કોર્ટ ફી સ્ટેમ્પ રૂા. ૦ાા નો લગાડેલ) આપેલ હોવું જોઇએ.

### "ધંધાની જગ્યા"

પ્રત્યેક વ્યકિત, જે જગ્યાએ ધંધો કરતી હોય અથવા એક કરતાં વધારે જગ્યાઓએ ધંધો કરતી હોય, તો જ્યાં પોતાની હેડ ઓફીસ હોય ત્યાંના ઇન્કમટેક્ષ ઓફીસર તેના કરની આકારણી કરશે. પરંતુ જો કોઇ વ્યકિતને પોતાના કરના આકારણીની જગ્યા માટે વાંધો લેવાનો હોય તો કલમ ૨૨ (૧) ૨૨ (૨) અથવા કલમ ૩૪ મુજબ ફોર્મ ભરી મોકલ્યા પહેલાં વાંધો લઇ શકશે.

# "હિસાબ રાખવા બાબત સુચના"

પ્રત્યેક વ્યાપારીએ, પોતાના વ્યવહાર (ધંધા) નો હિસાબ ચોકખો રાખવો જોઇએ. જો વેપારી, વેપારી પદ્ધતી મુજબ ચોપડા બરાબર ન રાખે તો ઇન્કમટેક્ષ ઓફીસરને (ચોપડાનો હીસાબ રીતસર નહી લાગતાં) કલમ ૧૩ મુજબ, અંદાજથી વેચાણ ઉપર કાચા ટકા (Gross %) ગણી તેમાંથી ધંધાને લગતો ખરચ બાદ કરીને, અગર વેચાણ ઉપર ચોકખા ટકા (Net %) ગણીને અગર પોતાને વ્યાજબી લાગે તેવી રીતે અંદાજથી આકારણી કરવાનો અધીકાર છે. અગર હિસાબ નથી રાખ્યો એવું ઇન્કમટેક્ષ ઓફીસરને માલમ પડતાં તેને કોઇ પણ પ્રકારે તે વ્યાપારીના આવકનો અંદાજ કાઢી તેના પર કર નાખવાનો અધિકાર છે. આમાં વ્યાપારીને નુકસાનજ થવાનું છે. કોઇને ધંધામાં પેદાશ ન હોય અને નુકસાનજ હોય, છતાં હિસાબ ન હોવાના કારણે વ્યાપારી આગળ તે બાબત કશોજ પુરાવો રહેતો નથી. પરિણામે વગર કારણે કરનો બોજો ઉપાડવો પડે છે. એટલા માટે પોતાના નાના મોટા કોઇ પણ વ્યવહાર (વ્યાપાર ધંધા) નો પ્રત્યેક માણસે રીતસર હિસાબ રાખવો. ઇન્કમટેક્ષની દ્રષ્ટીથીજ નહી, પરંતુ આપણે આપણા ધંધામાં કમાણી કરીએ છીએ, કે નુકસાન કરીએ છીએ, એની માહીતી પણ હિસાબ રાખવાથીજ પડે છે. વ્યાપારીઓએ હિસાબના સંબંધમાં ઇન્કમટેક્ષની દ્રષ્ટીએ નીચેના મુદ્દાઓ અવસ્ય લક્ષમાં રાખવા જોઇએ.

વેચાણ–ખરીદી ખાતામાં ખરીદ–વેચાણની વિગતો હોવી જોઇએ. ખરીદીનો ભાવ લખવો જોઇએ. વર્ષની આખરીએ બાલાન્સ રહેલો માલ (Closing stock) ગણવો જોઇએ અને તે માલની

નોંધ યોગ્ય બજાર ભાવથી અથવા ખરીદીના ભાવથી કરવી જોઇએ, એક વખત ખરીદ કરેલા ભાવે માલની નોંધ કરી એટલે તેજ પદ્ધતિ ચાલુ રાખવી. નફા નુકસાનનું ખાતુ રાખી નફો અથવા નુકસાન હોય તે મુજબ માલિકના અથવા ભાગીદારોના ખાતામાં જમા ઉધાર કરવું તથા વર્ષ પૂરૂં થતાં વર્ષ દરમ્યાન કરેલા ધંધાનું સરવૈયું કાઢવું. (નવા કાયદા મુજબ સરવૈયાની કોપી ઇન્કમટેક્ષ ઓફીસમાં આપવી પડશે) આવી રીતે નફો નુકસાન કાઢી સરવૈયું તૈયાર કરવાથી કોઇ પણ પ્રકારનો ત્રાસ થશે નહી. જમા ખર્ચમાં કોઇ પણ રકમ કેવી રીતે જમા થઇ છે અથવા તો નામે લખાઇ છે વગેરેની વિગત આપવી જોઇશે, અને એવી રીતનો વિગતવાર જમા ખર્ચ રાખવો જોઇએ. જે વર્ષનો ખર્ચ હોય તેજ વર્ષમાં તેનો જમા ખર્ચ થવો જોઇએ. દાખલા તરીકે પગાર અથવા તો વ્યાજ કે દલાલી હિસાબ નથી થયો એટલા કારણસરજ એકાદ વર્ષે નામે ન લખાય અને બીજા વર્ષે હિસાબ થતાં બન્ને વર્ષનો જમા ખર્ચ કેટલાક કરે છે. પરંતુ ઇન્કમટેક્ષની બાબતમાં એક વર્ષનો ખર્ચ મજરે આપી બાકીનો ખર્ચ નફામાં ગણવામાં આવે છે. આવી રીતે જે વર્ષે ખર્ચનો જમા ખર્ચ ન થયો હોય, તે વર્ષે ખર્ચ ન ગણતાં આવકજ ગણવામાં આવે છે, અને બીજા વર્ષે તે પાછલા વર્ષનું ખર્ચ નફામાં ગણવામાં આવે છે. આવી રીતે વ્યાપારીને નુકસાન થાય છે. તેથી બની શકે ત્યાં સુધી પ્રત્યેક વર્ષનો ખર્ચ તેજ વર્ષમાં નામે લખી દેવો જોઇએ. કળ-ખાધ (Bad debts) ખાતાની રકમોનો જમા ખર્ચ તે કાયદા બહાર ગઇ તેજ વર્ષમાં જમા ખર્ચ કરવો. ફોગટ ખાતાં આગળ ખેંચવા નહી, કારણ કે આગળ તે

રકમ લાંબા ટાઇમે મજરે મળતી નથી. નવા કાયદા પ્રમાણે એકાદ આસામી નરમ પડી અને રૂપીયામાં આઠ આના વસુલ થશે એમ વ્યાપારીને જણાતાં બાકીના આઠ આના નુકસાની ખાતે લખવાનો અધીકાર છે. આ રકમ વ્યાપારીને મજરે મળશે. પરંતુ આઠ આના કરતાં વધારે વસુલ થતાં તે નફામાં દેખાડવી પડશે. ઉપર મુજબ હકીકત લક્ષમાં રાખી હિસાબ બરાબર રાખવાથી વેપારીને કોઇ પણ જાતનો ત્રાસ થશે નહી. બલ્કે એથી ઉલ્ટું આવકનું ફોરમ ભરીને મોકલાવવામાં અને ચોપડાઓ દેખાડી પોતાના કરની આકારણી યોગ્ય અને કાયદાસર રીતે કરાવી લેવાનો માર્ગ સરળ અને સુગમ થશે.

---

# પ્રકરણ ૧૫ મું

## સ્લેબ સીસ્ટમના હિસાબે, ઇન્કમટેક્ષ ગણવાનું કોષ્ટક. રૂપીયા ૨,૦૦૦ થી ૫,૦૦૦ સુધી રૂપીયે ૯ પાઈ.

| | વર્ષે ભરવાનો ટેક્ષ. રૂપીયે પાઇ ૯ લેખે. | | | મહીને | | |
|---|---|---|---|---|---|---|
| આવક | રૂા. | આના | પાઇ | રૂા. | આના | પાઇ |
| ૧ | ૦ | ૦ | ૯ | ૦ | ૦ | ૦.૭૫ |
| ૨ | ૦ | ૧ | ૬ | ૦ | ૦ | ૧.૫ |
| ૩ | ૦ | ૨ | ૩ | ૦ | ૦ | ૨.૨૫ |
| ૪ | ૦ | ૩ | ૦ | ૦ | ૦ | ૩ |
| ૫ | ૦ | ૩ | ૯ | ૦ | ૦ | ૩.૭૫ |
| ૬ | ૦ | ૪ | ૬ | ૦ | ૦ | ૪.૫ |
| ૭ | ૦ | ૫ | ૩ | ૦ | ૦ | ૫.૨૫ |
| ૮ | ૦ | ૬ | ૦ | ૦ | ૦ | ૬ |
| ૯ | ૦ | ૬ | ૯ | ૦ | ૦ | ૬.૭૫ |
| ૧૦ | ૦ | ૭ | ૬ | ૦ | ૦ | ૭.૫ |
| ૨૦ | ૦ | ૧૫ | ૦ | ૦ | ૧ | ૩ |
| ૩૦ | ૧ | ૬ | ૬ | ૦ | ૧ | ૧૦.૫ |
| ૪૦ | ૧ | ૧૪ | ૦ | ૦ | ૨ | ૬ |
| ૫૦ | ૨ | ૫ | ૬ | ૦ | ૩ | ૧.૫ |
| ૬૦ | ૨ | ૧૩ | ૦ | ૦ | ૩ | ૯ |
| ૭૦ | ૩ | ૪ | ૬ | ૦ | ૪ | ૪.૫ |
| ૮૦ | ૩ | ૧૨ | ૦ | ૦ | ૫ | ૦ |
| ૯૦ | ૪ | ૩ | ૬ | ૦ | ૫ | ૭.૫ |
| ૧૦૦ | ૪ | ૧૧ | ૦ | ૦ | ૬ | ૩ |

# નીચેની આવકમાંથી રૂા. ૧,૫૦૦ એલાવન્સના બાદ કર્યા પછી, ટેક્ષ ગણેલ છે.

| | વર્ષે | | | મહીને | | |
|---|---|---|---|---|---|---|
| આવક | રૂા. | આના | પાઇ | રૂા. | આના | પાઇ |
| ૨,૦૦૦ | ૨૩ | ૭ | ૦ | ૧ | ૧૫ | ૩ |
| ૨,૧૦૦ | ૨૮ | ૨ | ૦ | ૨ | ૫ | ૬ |
| ૨,૨૦૦ | ૩૨ | ૧૩ | ૦ | ૨ | ૧૧ | ૯ |
| ૨,૩૦૦ | ૩૭ | ૮ | ૦ | ૩ | ૨ | ૦ |
| ૨,૪૦૦ | ૪૨ | ૩ | ૦ | ૩ | ૮ | ૩ |
| ૨,૫૦૦ | ૪૬ | ૧૪ | ૦ | ૩ | ૧૪ | ૬ |
| ૨,૬૦૦ | ૫૧ | ૯ | ૦ | ૪ | ૪ | ૯ |
| ૨,૭૦૦ | ૫૬ | ૪ | ૦ | ૪ | ૧૧ | ૦ |
| ૨,૮૦૦ | ૬૦ | ૧૫ | ૦ | ૫ | ૧ | ૩ |
| ૨,૯૦૦ | ૬૫ | ૧૦ | ૦ | ૫ | ૭ | ૬ |
| ૩,૦૦૦ | ૭૦ | ૫ | ૦ | ૫ | ૧૩ | ૯ |
| ૩,૧૦૦ | ૭૫ | ૦ | ૦ | ૬ | ૪ | ૦ |
| ૩,૨૦૦ | ૭૯ | ૧૧ | ૦ | ૬ | ૧૦ | ૩ |
| ૩,૩૦૦ | ૮૪ | ૬ | ૦ | ૭ | ૦ | ૬ |
| ૩,૪૦૦ | ૮૯ | ૧ | ૦ | ૭ | ૬ | ૯ |
| ૩,૫૦૦ | ૯૩ | ૧૨ | ૦ | ૭ | ૧૩ | ૦ |
| ૩,૬૦૦ | ૯૮ | ૭ | ૦ | ૮ | ૩ | ૩ |
| ૩,૭૦૦ | ૧૦૩ | ૨ | ૦ | ૮ | ૯ | ૬ |
| ૩,૮૦૦ | ૧૦૭ | ૧૩ | ૦ | ૮ | ૧૫ | ૯ |
| ૩,૯૦૦ | ૧૧૨ | ૮ | ૦ | ૯ | ૬ | ૦ |

| | વર્ષે | | | મહીને | | |
|---|---|---|---|---|---|---|
| આવક | રૂ. | આના | પાઇ | રૂ. | આના | પાઇ |
| ૪,૦૦૦ | ૧૧૭ | ૩ | ૦ | ૯ | ૧૨ | ૩ |
| ૪,૧૦૦ | ૧૨૧ | ૧૪ | ૦ | ૧૦ | ૨ | ૬ |
| ૪,૨૦૦ | ૧૨૬ | ૯ | ૦ | ૧૦ | ૮ | ૯ |
| ૪,૩૦૦ | ૧૩૧ | ૪ | ૦ | ૧૦ | ૧૫ | ૦ |
| ૪,૪૦૦ | ૧૩૫ | ૧૫ | ૦ | ૧૧ | ૫ | ૩ |
| ૪,૫૦૦ | ૧૪૦ | ૧૦ | ૦ | ૧૧ | ૧૧ | ૬ |
| ૪,૬૦૦ | ૧૪૫ | ૫ | ૦ | ૧૨ | ૧ | ૯ |
| ૪,૭૦૦ | ૧૫૦ | ૦ | ૦ | ૧૨ | ૮ | ૦ |
| ૪,૮૦૦ | ૧૫૪ | ૧૧ | ૦ | ૧૨ | ૧૪ | ૩ |
| ૪,૯૦૦ | ૧૫૯ | ૬ | ૦ | ૧૩ | ૪ | ૬ |
| ૫,૦૦૦ | ૧૬૪ | ૧ | ૦ | ૧૩ | ૧૦ | ૯ |

**ઉદાહરણ,**

એક વ્યકિતની વાર્ષિક આવક રૂા. ૨,૪૦૦ છે અને તે લાઇફ ઇનસ્યુરન્સ પ્રીમીયમ વાર્ષિક રૂા. ૧૫૦ ભરે છે, તો તેની આવક નીચે મુજબ ગણવી.

**આવક ઉપર ભરવો પડતો વાર્ષિક ટેક્ષ.**

| | | | | |
|---|---|---|---|---|
| રૂા. ૧,૫૦૦ | દર | ૦–૦–૦ | | કાંઇ નહી |
| રૂા. ૯૦૦ | ,, | ૦–૦–૯ | લેખે | ૪૨–૩–૦ |
| રૂા. ૨,૪૦૦ | | | | રૂા. ૪૨–૩–૦ |

સરેરાસ ટેક્ષનો દર $\frac{૪૨}{૨,૪૦૦}$ = ૩.૩૭ પાઇ

લાઇફ ઇનસ્યુરન્સ મજરે લેવાનું:—

રૂા. ૧૫૦ ઉપર સરેરાશ (Average)

ટેક્ષનો દર ૩.૩૭ પાઇ લેખે રૂા. ૨–૧૦–૦

ચોકખો વાર્ષિક ટેક્ષ............રૂા. ૩૯–૯–૦

માસીક આવક રૂા. ૨૦૦ નો ટેક્ષ રૂા. ૩–૫–૦

# રૂા. ૫,૦૦૦ થી ૧૦,૦૦૦ સુધી રૂપીયે ૧૫ પાઈ

| | રૂપીયે પાઇ પંદર લેખે. વર્ષે | | | મહીને | | |
|---|---|---|---|---|---|---|
| આવક | રૂા. | આના | પાઇ | રૂા. | આના | પાઇ |
| ૧ | ૦ | ૧ | ૩ | ૦ | ૦ | ૧.૨૫ |
| ૨ | ૦ | ૨ | ૬ | ૦ | ૦ | ૨.૫ |
| ૩ | ૦ | ૩ | ૯ | ૦ | ૦ | ૩.૭૫ |
| ૪ | ૦ | ૫ | ૦ | ૦ | ૦ | ૫ |
| ૫ | ૦ | ૬ | ૩ | ૦ | ૦ | ૬.૨૫ |
| ૬ | ૦ | ૭ | ૬ | ૦ | ૦ | ૭.૫ |
| ૭ | ૦ | ૮ | ૯ | ૦ | ૦ | ૮.૭૫ |
| ૮ | ૦ | ૧૦ | ૦ | ૦ | ૦ | ૧૦ |
| ૯ | ૦ | ૧૧ | ૩ | ૦ | ૦ | ૧૧.૨૫ |
| ૧૦ | ૦ | ૧૨ | ૬ | ૦ | ૧ | ૦.૫ |
| ૨૦ | ૧ | ૯ | ૦ | ૦ | ૨ | ૧ |
| ૩૦ | ૨ | ૫ | ૬ | ૦ | ૩ | ૧.૫ |
| ૪૦ | ૩ | ૨ | ૦ | ૦ | ૪ | ૨ |
| ૫૦ | ૩ | ૧૪ | ૬ | ૦ | ૫ | ૨.૫ |
| ૬૦ | ૪ | ૧૧ | ૦ | ૦ | ૬ | ૩ |
| ૭૦ | ૫ | ૭ | ૬ | ૦ | ૭ | ૩.૫ |
| ૮૦ | ૬ | ૪ | ૦ | ૦ | ૮ | ૪ |
| ૯૦ | ૭ | ૦ | ૬ | ૦ | ૯ | ૪.૫ |
| ૧૦૦ | ૭ | ૧૩ | ૦ | ૦ | ૧૦ | ૫ |
| ૨૦૦ | ૧૫ | ૧૦ | ૦ | ૧ | ૪ | ૧૦ |
| ૩૦૦ | ૨૩ | ૭ | ૦ | ૧ | ૧૫ | ૩ |

| | વર્ષે | | | મહીને | | |
|---|---|---|---|---|---|---|
| આવક | રૂા. | આના | પાઇ | રૂા. | આના | પાઇ |
| ૪૦૦ | ૩૧ | ૪ | ૦ | ૨ | ૯ | ૮ |
| ૫૦૦ | ૩૯ | ૧ | ૦ | ૩ | ૪ | ૧ |
| ૬૦૦ | ૪૬ | ૧૪ | ૦ | ૩ | ૧૪ | ૬ |
| ૭૦૦ | ૫૪ | ૧૧ | ૦ | ૪ | ૮ | ૧૧ |
| ૮૦૦ | ૬૨ | ૮ | ૦ | ૫ | ૩ | ૪ |
| ૯૦૦ | ૭૦ | ૫ | ૦ | ૫ | ૧૩ | ૯ |
| ૧૦૦૦ | ૭૮ | ૨ | ૦ | ૬ | ૮ | ૨ |

નીચેની આવકમાંથી પહેલા રૂા. ૧,૫૦૦ એલાવન્સ તરીકે બાદ કર્યા પછી, રૂા. ૩,૫૦૦ ઉપર રૂપીયે ૯ પાઇ અને પછીના બીજા ઉપર રૂપીયે ૧૫ પાઇ ગણેલ છે.

| | વર્ષે | | | મહીને | | |
|---|---|---|---|---|---|---|
| આવક | રૂા. | આના | પાઇ | રૂા. | આના | પાઇ |
| ૫,૦૦૦ | ૧૬૪ | ૧ | ૦ | ૧૩ | ૧૦ | ૯ |
| ૬,૦૦૦ | ૨૪૨ | ૩ | ૦ | ૨૦ | ૨ | ૧૧ |
| ૭,૦૦૦ | ૩૨૦ | ૫ | ૦ | ૨૬ | ૧૧ | ૧ |
| ૮,૦૦૦ | ૩૯૮ | ૭ | ૦ | ૩૩ | ૩ | ૩ |
| ૯,૦૦૦ | ૪૭૬ | ૯ | ૦ | ૩૯ | ૧૧ | ૫ |
| ૧૦,૦૦૦ | ૫૫૪ | ૧૧ | ૦ | ૪૬ | ૩ | ૭ |

# રૂા. ૧૦,૦૦૦ થી ૧૫,૦૦૦ સુધી રૂપીયે ૨૪ પાઈ

| | રૂપીએ પાઇ ૨૪ લેખે. વર્ષે ભરવાનો ટેક્ષ. | | | મહીને | | |
|---|---|---|---|---|---|---|
| આવક | રૂા. | આના | પાઇ | રૂા. | આના | પાઇ |
| ૧ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૨ |
| ૨ | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૪ |
| ૩ | ૦ | ૬ | ૦ | ૦ | ૦ | ૬ |
| ૪ | ૦ | ૮ | ૦ | ૦ | ૦ | ૮ |
| ૫ | ૦ | ૧૦ | ૦ | ૦ | ૦ | ૧૦ |
| ૬ | ૦ | ૧૨ | ૦ | ૦ | ૧ | ૦ |
| ૭ | ૦ | ૧૪ | ૦ | ૦ | ૧ | ૨ |
| ૮ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૪ |
| ૯ | ૧ | ૨ | ૦ | ૦ | ૧ | ૬ |
| ૧૦ | ૧ | ૪ | ૦ | ૦ | ૧ | ૮ |
| ૨૦ | ૨ | ૮ | ૦ | ૦ | ૩ | ૪ |
| ૩૦ | ૩ | ૧૨ | ૦ | ૦ | ૫ | ૦ |
| ૪૦ | ૫ | ૦ | ૦ | ૦ | ૬ | ૮ |
| ૫૦ | ૬ | ૪ | ૦ | ૦ | ૮ | ૪ |
| ૬૦ | ૭ | ૮ | ૦ | ૦ | ૧૦ | ૦ |
| ૭૦ | ૮ | ૧૨ | ૦ | ૦ | ૧૧ | ૮ |
| ૮૦ | ૧૦ | ૦ | ૦ | ૦ | ૧૩ | ૪ |
| ૯૦ | ૧૧ | ૪ | ૦ | ૦ | ૧૫ | ૦ |
| ૧૦૦ | ૧૨ | ૮ | ૦ | ૧ | ૦ | ૮ |
| ૨૦૦ | ૨૫ | ૦ | ૦ | ૨ | ૧ | ૪ |
| ૩૦૦ | ૩૭ | ૮ | ૦ | ૩ | ૨ | ૦ |

| | વર્ષે | | | મહીને | | |
|---|---|---|---|---|---|---|
| આવક | રૂા. | આના | પાઇ | રૂા. | આના | પાઇ |
| ૪૦૦ | ૫૦ | ૦ | ૦ | ૪ | ૨ | ૮ |
| ૫૦૦ | ૬૨ | ૮ | ૦ | ૫ | ૩ | ૪ |
| ૬૦૦ | ૭૫ | ૦ | ૦ | ૬ | ૪ | ૦ |
| ૭૦૦ | ૮૭ | ૮ | ૦ | ૭ | ૪ | ૮ |
| ૮૦૦ | ૧૦૦ | ૦ | ૦ | ૮ | ૫ | ૪ |
| ૯૦૦ | ૧૧૨ | ૮ | ૦ | ૯ | ૬ | ૦ |
| ૧૦૦૦ | ૧૨૫ | ૦ | ૦ | ૧૦ | ૬ | ૮ |

નીચેની આવકમાંથી પહેલા રૂા. ૧,૫૦૦ એલાવુન્સ તરીકે બાદ કર્યા પછી, રૂા. ૩,૫૦૦ ઉપર રૂપીયે ૯ પાઇ પછીના રૂા. ૫,૦૦૦ ઉપર રૂપીયે ૧૫ પાઇ અને પછીના બીજા ઉપર રૂપીયે ૨૪ પાઇ ગણેલ છે.

| | વર્ષે | | | મહીને | | |
|---|---|---|---|---|---|---|
| આવક | રૂા. | આના | પાઇ | રૂા. | આના | પાઇ |
| ૧૦,૦૦૦ | ૫૫૪ | ૧૧ | ૦ | ૪૬ | ૩ | ૭ |
| ૧૧,૦૦૦ | ૬૭૯ | ૧૧ | ૦ | ૫૬ | ૧૦ | ૩ |
| ૧૨,૦૦૦ | ૮૦૪ | ૧૧ | ૦ | ૬૭ | ૦ | ૧૧ |
| ૧૩,૦૦૦ | ૯૨૯ | ૧૧ | ૦ | ૭૭ | ૭ | ૭ |
| ૧૪,૦૦૦ | ૧૦૫૪ | ૧૧ | ૦ | ૮૭ | ૧૪ | ૩ |
| ૧૫,૦૦૦ | ૧૧૭૯ | ૧૧ | ૦ | ૯૮ | ૪ | ૧૧ |

## રૂા. ૧૫,૦૦૦ થી ગમે તેટલી વધારે આવક હોય તો તેના ઉપર ઈન્કમટેક્ષનો દર રૂપીયે ૩૦ પાઈ (Maximum rate)

| | રૂપીયે પાઇ ૩૦ લેખે વર્ષે | | | મહીને | | |
|---|---|---|---|---|---|---|
| આવક | રૂા. | આના | પાઇ | રૂા. | આના | પાઇ |
| ૧ | ૦ | ૨ | ૬ | ૦ | ૦ | ૨.૫ |
| ૨ | ૦ | ૫ | ૦ | ૦ | ૦ | ૫ |
| ૩ | ૦ | ૭ | ૬ | ૦ | ૦ | ૭.૫ |
| ૪ | ૦ | ૧૦ | ૦ | ૦ | ૦ | ૧૦ |
| ૫ | ૦ | ૧૨ | ૬ | ૦ | ૧ | ૦.૫ |
| ૬ | ૦ | ૧૫ | ૦ | ૦ | ૧ | ૩ |
| ૭ | ૧ | ૧ | ૬ | ૦ | ૧ | ૫.૫ |
| ૮ | ૧ | ૪ | ૦ | ૦ | ૧ | ૮ |
| ૯ | ૧ | ૬ | ૬ | ૦ | ૧ | ૧૦.૫ |
| ૧૦ | ૧ | ૯ | ૦ | ૦ | ૨ | ૧ |
| ૨૦ | ૩ | ૨ | ૦ | ૦ | ૪ | ૨ |
| ૩૦ | ૪ | ૧૧ | ૦ | ૦ | ૬ | ૩ |
| ૪૦ | ૬ | ૪ | ૦ | ૦ | ૮ | ૪ |
| ૫૦ | ૭ | ૧૩ | ૦ | ૦ | ૧૦ | ૫ |
| ૬૦ | ૯ | ૬ | ૦ | ૦ | ૧૨ | ૬ |
| ૭૦ | ૧૦ | ૧૫ | ૦ | ૦ | ૧૪ | ૭ |
| ૮૦ | ૧૨ | ૮ | ૦ | ૧ | ૦ | ૮ |
| ૯૦ | ૧૪ | ૧ | ૦ | ૧ | ૨ | ૯ |
| ૧૦૦ | ૧૫ | ૧૦ | ૦ | ૧ | ૪ | ૧૦ |
| ૨૦૦ | ૩૧ | ૪ | ૦ | ૨ | ૯ | ૮ |
| ૩૦૦ | ૪૬ | ૧૪ | ૦ | ૩ | ૧૪ | ૬ |

| | વર્ષે | | | મહીને | | |
|---|---|---|---|---|---|---|
| આવક | રૂા. | આના | પાઇ | રૂા. | આના | પાઇ |
| ૪૦૦ | ૬૨ | ૮ | ૦ | ૫ | ૩ | ૪ |
| ૫૦૦ | ૭૮ | ૨ | ૦ | ૬ | ૮ | ૨ |
| ૬૦૦ | ૯૩ | ૧૨ | ૦ | ૭ | ૧૩ | ૦ |
| ૭૦૦ | ૧૦૯ | ૬ | ૦ | ૯ | ૧ | ૧૦ |
| ૮૦૦ | ૧૨૫ | ૦ | ૦ | ૧૦ | ૬ | ૮ |
| ૯૦૦ | ૧૪૦ | ૧૦ | ૦ | ૧૧ | ૧૧ | ૬ |
| ૧૦૦૦ | ૧૫૬ | ૪ | ૦ | ૧૩ | ૦ | ૪ |
| ૨૦૦૦ | ૩૧૨ | ૮ | ૦ | ૨૬ | ૦ | ૮ |
| ૩૦૦૦ | ૪૬૮ | ૧૨ | ૦ | ૩૯ | ૧ | ૦ |
| ૪૦૦૦ | ૬૨૫ | ૦ | ૦ | ૫૨ | ૧ | ૪ |
| ૫૦૦૦ | ૭૮૧ | ૪ | ૦ | ૬૫ | ૧ | ૮ |
| ૬૦૦૦ | ૯૩૭ | ૮ | ૦ | ૭૮ | ૨ | ૦ |
| ૭૦૦૦ | ૧૦૯૩ | ૧૨ | ૦ | ૯૧ | ૨ | ૪ |
| ૮૦૦૦ | ૧૨૫૦ | ૦ | ૦ | ૧૦૪ | ૨ | ૮ |
| ૯૦૦૦ | ૧૪૦૬ | ૪ | ૦ | ૧૧૭ | ૩ | ૦ |
| ૧૦,૦૦૦ | ૧૫૬૨ | ૮ | ૦ | ૧૩૦ | ૩ | ૦ |

નીચેની આવકમાંથી પહેલા રૂા. ૧,૫૦૦ એલાવૂન્સ તરીકે બાદ કર્યા પછી રૂા. ૩,૫૦૦ ઉપર રૂપીયે ૯ પાઇ પછીના રૂા. ૫,૦૦૦ ઉપર રૂપીયે ૧૫ પાઇ પછીના રૂા. ૫,૦૦૦ ઉપર ૨૪ પાઇ અને પછીના બીજા ઉપર રૂપીયે ૩૦ પાઇ ગણેલ છે.

| | વર્ષે | | | મહીને | | |
|---|---|---|---|---|---|---|
| આવક | રૂા. | આના | પાઇ | રૂા. | આના | પાઇ |
| ૧૫,૦૦૦ | ૧૧૭૯ | ૧૧ | ૦ | ૯૮ | ૪ | ૧૧ |
| ૧૬,૦૦૦ | ૧૩૩૫ | ૧૫ | ૦ | ૧૧૧ | ૫ | ૩ |
| ૧૭,૦૦૦ | ૧૪૯૨ | ૩ | ૦ | ૧૨૪ | ૫ | ૭ |
| ૧૮,૦૦૦ | ૧૬૪૮ | ૭ | ૦ | ૧૩૭ | ૫ | ૧૧ |
| ૧૯,૦૦૦ | ૧૮૦૪ | ૧૧ | ૦ | ૧૫૦ | ૬ | ૩ |
| ૨૦,૦૦૦ | ૧૯૬૦ | ૧૫ | ૦ | ૧૬૩ | ૬ | ૭ |
| ૨૧,૦૦૦ | ૨૧૧૭ | ૩ | ૦ | ૧૭૬ | ૬ | ૧૧ |
| ૨૨,૦૦૦ | ૨૨૭૩ | ૭ | ૦ | ૧૮૯ | ૭ | ૩ |
| ૨૩,૦૦૦ | ૨૪૨૯ | ૧૧ | ૦ | ૨૦૨ | ૭ | ૭ |
| ૨૪,૦૦૦ | ૨૫૮૫ | ૧૫ | ૦ | ૨૧૫ | ૭ | ૧૧ |
| ૨૫,૦૦૦ | ૨૭૪૨ | ૩ | ૦ | ૨૨૮ | ૮ | ૩ |

# ઈન્ડેક્ષ

## અ



## ઈ



## ક



## ઘ

**ચ**



**જ**



**ટ**



**દ**



**ધ**



**ન**

## પ



## ફ



## બ



## મ



## ર

